# स्त्रीमनोरंजक गरबावळी.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર.

शा. मगनलाल देवचंद.



अमदावाद.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને
જી૦ એ૦ કં૦ "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૪૩. સને ૧૮૮૭.

૩૦૧૧ ૩૦૧૬

# ડાકોરના રણછોડજી મહારાજનો ગરબો.

"અલબેલીરે અંબે માત, જોવાને જઇયે." એ રાગ.

છોગાળા છબીલા છેલ, રણછોડ રંગીલા;
કરો બોડાણાપર મેહેર, હો મોરલીવાળા. ટેક.
અકળકળા અલબેલા તારી, પાર ન પામે શેશરે;
દેહ વીસારી વીરમે પામ્યા, સમજયો નહી લેશ. રણછોડ.૧
મોટમ મહારાજ તમારી, મુખથી કેમ કેહેવાયરે;
ચાંચ ભરે જેમ, પક્ષીની તરખા જાય. રણછોડ.૨
મહારાજ મારી, મલીન મારૂં મનરે,
સામળીઆ, મને જાણી તમારો જંન.રણછોડ. ૩
દ્વારકાના વાશી રાય, રણછોડ તમારૂં નામરે;
ઘણી દયા ગુજરાત ઉપર કરી, આવ્યા ડાકોર ગામ.રણછોડ. ૪
બોડાણાની ભક્તિ ભાવી, સુદરજી ભલી તમનેરે;
અકળકળીઆ ધરણીધરુ,ફુલભછો આગમ નીગમ.રણછો. ૫
ધન બોડાણા ધીરજ તારી, ધન ધન તારી માતરે;
પાતળીઆ પોતાના કીધા, હેતે લીધા હાથ. રણછોડ. ૬
સીતેર વરશ સેવા કરીને, સામળીઓ સમજાવ્યારે;
ડાકોરથી તો દ્વારકાં માંહે, વરશે બે ત્રણ ફેરી આવ્યા. રણ. ૭
કરમાં તુળશી વાવીને, જઈ ચતુરભુજને ચડાવીરે;
પ્રભુજી તો પ્રસન થયાને, દીલમાં દયા આવી. રણછોડ. ૮
અલબેલો બોલ્યા એમ, મુખથી બોડાણાની સાથરે;
એકાંતે આવીને કહ્યું, તે કોઈ ન જાણે વાત. રણછોડ. ૯
ઘણા દીવસ તેં મારે કાજે, મોટું કષ્ટજ કીધુંરે;

વપુ તારૂ વૃધ થયું, તે જોઈ મારૂં મન બીપું. રણછોડ.
તે માટે હું તારી સાથે, આવું તારે ગામરે;
તારે ચરણે નથી ચલાતું, તે માટે તજવું ધામ. રણછોડ.
કહ્યું મારૂં માની કાલે, જાતું ડાકોર ગામરે;
વેહેલ લાવ તું વાત ન ફુટે, મનમાં રાખી હામ. રણછોડ.
બોડાણો કહે બાપજી, હું વેહેલ ક્યાંથી લાવુંરે;
મારે ઘેર તો નથી માહારાજ, કેમ કરીને આવું. રણછોડ.
મોહનજી કેહે માગી લાવો, જેવી તેવી વેહેલરે;
જાત જોવાનું કામ નથી, બે જોડી લાવો બેલ. ર
બોડાણાને વચનજ આપી, વિદાય કીધો વળતીરે;
વનમાળી કેહે તારે મારે, વાત આવીછે મળતી. રણ
વારૂ કહીને વીઠલજીને, ચરણે પડ્યો કરજોડરે;
જજા મારી લટકાળા, તમો રાખજો શીરણછોડ. રણછોડ. ૧
અતી આતુરતા અંગમાં, ને આવ્યો ડાકોર ગામરે;
પાડોસીને પેરે કહી, મારે તમ સરખું છે કામ. રણછોડ. ૧
ઉપકાર માનું તમ તણો જો, આપો બળદને વેહેલરે;
જાવું દ્વારકાં છેલો ફેરો, તીકમજીની ટેલ. રણછોડ. ૧
પુરવાશી પાડોશી કહે બાઈ, જેવી તેવી મળશેરે;
જેમ તેમ કરીને જોડી ભાઈ, ભાગ્ય તારૂં ફળશે. રણછોડ. ૧૯
એવું સાંભળી ઉઠ્યો પોતે, વારૂ કહી વેહેલ જોડીરે;
વેલા કરતાં વનમાળીના, મંદીર પાછળ છોડી. રણછોડ. ૨૦
ગુગળી સઉકો હસવા લાગ્યા, કઉતક સરખી વાતરે;
બોડાણો તો આણે આવ્યા, લેઈ જવાને નાથ. રણછોડ. ૨૧
વેહેલને બે બળદ જોતાં, હસે છે મુખ મોડરે;

અરે ભાઈ ભુતળમાં ના મળે, આવી બીજી જોડ.રણછો. ૨૨
બોડાણો કહે હસો ભાઇઓ, હસવા સરખી વાતરે;
ઈશ્વરઈચ્છા કોઈ ના જાણે, કેવું થશે પ્રભાત. રણછોડ. ૨૩
સંધ્યા થઇને શેન કરાવ્યું, રણછોડજીને રંગ ભેરરે;
અરધી રાતે ઉઠ્યા પોતે, પ્રિતમે કરી પેર. રણછોડ. ૨૪
તાળાં તોડ્યાં ભુગળ ભાગી, આવ્યા મંદીર બાહારરે;
બોડાણાની પાસે આવી, પ્રેમે કર્યો પોકાર. રણછોડ. ૨૫
જાગ જાગ તું ઝટપટ કરીને, વીઠલ કેહે વેહેલ જોડરે;
બોડાણો ઝબકીને જાગ્યો, દીઠા શ્રી રણછોડ. રણછોડ. ૨૬
ગદ ગદ કંઠે ગળગળું બોલે, થરથર ધ્રુજે અંગરે;
ગોવીંદજી હવે શી ગત થાશે, તમો રાખજો રંગ.રણછોડ. ૨૭
બળદ તો બેસે ને ઉઠે, ચાલે નહી લગારરે;
પ્રાતસમે તો પકડશે મુને, મારશે બહુ માર. રણછોડ. ૨૮
જગજીવન કેહે જેમ તેમ કરીતુ, ઝાંપાસુધી કાહાડરે;
હાંકીશ હું પછી હેત કરીને, માનીશ તારો પાડ. રણછોડ. ૨૯
જેમ તેમ કરતાં ઝાંપા સુધી, પાછલી રાતે પોહોચ્યારે,
રાશ પરોણો પોતે લીધો, બોડાણો માંહે સુતા. રણછોડ. ૩૦
વેગે વેહેલ ઉડાડી પોતે, અંત્રીક્ષથી અલબેલરે;
ઉમરેઠને ડાકોરની વચ્ચે, આણીને તે મેલ. રણછોડ. ૩૧
બોડાણાને કેહે જગજીવન, જાગી જોને વાટરે;
પ્રાતઃથયો ઉઠ આળસ મેલી,જો આવ્યો કોઈ ઘાટ.રણછો. ૩૨
આંખ ઉઘાડી ઊંચું જોયુ, બોડાણે તેણીવારરે;
સામળીયા સામાડો મારા, ગામ તણો નીરધાર. રણછોડ. ૩૩
અલબેલો ઉતરીયા હેઠે, લીંબ તળે લટકાળોરે;

વિસરામ કીધો વાલાજીએ, થંભીને થાક ટાળ્યો. રણછોડ. ૩૪
લીંબડાનું લટકાળા તમે, એક ડાળ કીધું મીઠુંરે;
કર અડકાડી કડવાસ કહાડી, તે સઉએ નજરે દીઠું. રણ. ૩૫
પાતળીએ ત્યાં પગલાં પાડ્યાં, પોતાના સાક્ષાતરે;
અધાપી એધાંણાં તેની, સરવે જાણે વાત. રણછોડ. ૩૬
એમ કહી અલબેલો આવ્યા, દડબડ ડાકોર ગામરે;
બોડાણા પ્રતે એમજ બોલ્યા, મને રેહેવાને કરઠામ. રણ. ૩૭
ધરણીધર કહે ધામ તજ્યું મેં, તે સઉકોએ જાણ્યુંરે;
મંદીરમાં મુજને નહી દેખે, જ્યારે વાશે વાહાણું. રણછોડ. ૩૮
ધસમસ કરતા ધાઈ આવશે, ગુગળીઓ ઘરવાળારે;
સામળીયો કહે મુજને સંતાડી, તું ઝાલી બેશને માળા. રણ. ૩૯
ગોમતીમાં ગોવીંદજી પેઠા, વાવમાં વનમાળીરે;
ગાળો દેતા ગુગળી આવ્યા, થોડે દીવસે ચાલી. રણછોડ. ૪૦
બોડાણાને બાંધી લાવો, ગુગળી એમજ બોલ્યારે;
બોડાણો ગોરસ લેઈ મળવા, ગયા સહુના પેહેલા. રણછોડ. ૪૧
આવતામાં આંખ ચડાવી, ગુગળીએ વીકાળરે;
ચોર તું કેમ ચોરી લાવ્યો, ભુધરજી ભુપાળ. રણછોડ. ૪૨
બોલ બોલ કહી બરછી મારી, મુરછાગત તે પડીયોરે;
અંગીકાર કરી અલબેલો, હજીએ દીસે ખોડો. રણછોડ. ૪૩
ગોમતીમાં રૂધીર થયું, તે જાહેર જગ મોઝારરે;
એ એધાણે અલબેલાજી, સોધી કાડ્યા નીર બાહાર. રણ. ૪૪
એ વચનો ત્યાં બળવંત બોલ્યા, હું હવે નહી ત્યાં આવુંરે;
મુજ બરાબર સોનું લઈને, કરો તમે મન ભાવ્યું. રણ. ૪૫
લાલચમાં લપટાયા સરવે, લોભમાં લેવાયારે;

સરકાર સરવે પંચ મળીને, તાંસ તીરે લાવ્યા. રણછોડ. ૪૬
સામાસામી લખ્યું લઇને, બોડાણો એમ બોલ્યોરે;
એકાંતે અલબેલા સાથે, પ્રીતે પડદો ખોલ્યો. રણછોડ. ૪૭
મહારાજા મુજ પાસ નથી, વાલ કેરી વીંટીરે;
સોનું જોઇએ શામ બરાબર, ચીતમાં ચીંતા પેઠી.રણછોડ. ૪૮
ગોવીંદજી કહે ઘેર જઇને, ગંગાબાઇને પુછોરે;
સવા વાલની વાળી છે, લાવો ક્યાં તમે મુંજો. રણછોડ. ૪૯
ઘેર આવીને ગંગાબાઇને, વાત કહી વિસ્તારીરે;
વાળી લઈ વનમાળી તેડે, ગોવીંદની ગત્ય ન્યારી.રણછોડ. ૫૦
તરત લઇને તીરે આવ્યા, વાળી રાખી પાસરે;
લજ્જા રાખજો લટકાળા, હું ચરણ કમળની દાસ. રણ. ૫૧
વડની ડાળે ત્રાસ બાંધ્યાં, ત્રીકમજીને તોળ્યારે;
વાળી નમીને વાલમ કરયા, પછી જેજે સૌ બોલ્યા. રણ. ૫૨
ઝાંખા થઇને જગજીવનને, ગુગળી ગાળો દેછેરે;
કાળા ગુજમાં કપટ ભર્યું છે, જુઠ ઝાઝેરી રેહેછે. રણ. ૫૩
બાળપણે તે મામો માર્યો, મથુરાં નગરી માંયરે;
આજ લગી અમને અથડાવ્યા, હવે જઇશો ક્યાંય. રણ. ૫૪
પ્રભુ કહે પાછા ફરો, જાઓ દ્વારકાં મોઝારરે;
સ્વરૂપ મારૂં સેવંત્રીમાંછે, તે કાહાડજો બાહાર. રણ. ૫૫
નીરાશ થઈ નીસાસો મુકો, ગુગળી ઘેર પધાર્યારે;
સેવંત્રીમાં જઇને જોયું, પ્રભુ ત્યાંતો સમાયો. રણ. ૫૬
સંવત બારને બારમાં, પ્રભુ બાકી કુશી ન રાખીરે;
દયા કરીને ડાકોરમાં આવ્યા, તે સરવે પુરે સાખી. રણ. ૫૭
વરસ પાંચસે અગનોતરા સુધી, અલબેલે એમ કીધુંરે;
ત્યાં લગી તો ગોમતી તીરે, સઉને દરશણ દીધું. રણ. ૫૮

અભેસંગ એક રાજા આવ્યો, મારવાડથી મોટોરે;
પીલાજી શું પરપંચજ કીધો, મનમાં મલછે ખોટો. રણ. ૫૯
તેણે મન માન્યું મોહનજીનું, મંદીર તો આદરવુંરે;
જગજીવનને જોગ મેળવવો, પરમેશ્વરનું કરવું. રણ. ૬૦
કારજ કીધું જાણી વજીર, રતનસીંગને તેડેરે;
મોહનજીનું મંદીર મોટું, કર તું દીવસ થોડે. રણછોડ. ૬૧
મંદીર કરીને માહારાજાને, પધરાવ્યા ત્યાંથી પ્રીતેરે;
સંવત સતર એકાશીમાં, રંગીલો રંગ રીતે. રણછોડ. ૬૨
માણકઠારીએ મેળો કીધો, મોહનને મન ભાવેરે;
વઇષ્ણવ વાજીંત્ર લેઈ, સરવે સમાજે આવે. રણછોડ. ૬૩
મોટું મહાતમ જાણીને, જન સરવે દરશણ આવેરે;
ભેટ સામગ્રી શણગાર સારા, સામળીયાને લાવે. રણછોડ. ૬૪
મેળો મહાભારત થયો, તે મંદીરમાં ન માયરે;
જગજીવનને જોવાને તો, જન ઘણા ત્યાં જાય. રણછોડ. ૬૫
ત્યારે માહારાજે મનસુબો કીધો, મંદીર મોટું કીજેરે;
ઉંચે આસને આમા બેશીને, દરશન સઉને દીજે. રણછો. ૬૬
ત્રાંબેકરને તરત કહ્યું, તે ક્ષણું ન લાગી વારરે:
ડાકોર મધ્યે દોડી આવ્યો, પુનાનો રેહેનાર. રણછોડ. ૬૭
આવીને અલબેલા કેરૂં, આરંભ્યુ મંદીરરે;
સલાટ સારા શોધી કેહેછે, વેગે કરજો વીર. રણછોડ. ૬૮
કામ કરતાં કસર ન કરશો, પધરશો પુરો પાકુંરે;
ધન્યતો ધરણીધરનું સરવે, શ્યામ સુરત ગાઉં. રણછોડ. ૬૯
પાયામાં તો પથર પુર્યા, સીસું ઢાળ્યું સારરે;
મોહનજીનું મંદીર કીધું, શોભાનો નહીં પાર. રણછોડ. ૭૦

મહારાજનું મંદીર થયું, ત્રીજે વરસે તઈયારરે;
પ્રભુજીને પધરાવ્યા તણો, કીધો છે નીરધાર. રણછોડ. ૭૧
સરવ મળીને સામળીઆની, પાસે આવ્યા પ્રીતેરે;
મહુરત જોવા મોટા જોશી, તેડાવ્યા રંગ રીતે. રણછોડ. ૭૨
મહુરત જોઈને જોશી કહેછે, મંદીરમાં પધરાવોરે;
મોટું મહુરત આજ દહાડો, ફરી ન આવે આવો. રણ. ૭૩
અલબેલાજીને ઉચકે પણ, ખસે નહી તલમાત્રરે;
વિચારી સહુ વિસમ પામ્યા, ગળીયાં સહુનાં ગાત્ર. રણ. ૭૪
શું થાશે સામળીયા મોટું, મંદીર મીથ્યા થાશેરે;
તાંબેકર કહે ટેક રાખજો, લજ્જા મારી જાશે. રણછોડ. ૭૫
પુન્ય દાન બહુ પેરે કીધાં, પાતળીઆ પધરાવારે;
તોએ પણ મોહન ન માને, મોટે મંદીર જાવા. રણછોડ. ૭૬
સાંજ પડીને સહુ કોઈ થાક્યા, કાંઈ ન સુજે વાતરે;
અલબેલાને એમ ગમ્યું કહીં, હેઠા પડીયા હાથ. રણછોડ. ૭૭
પ્રભુએ પેર્યો પૂરવાશી, કોઈ બોલ્યો આવી વાતરે;
જુગજીવનને જોઈએ બાંધ્યો, બોડાણાની જાત. રણછોડ. ૭૮
તેના કુળમાં કોઈ હોય તો, અલબેલોજી ઉઠેરે;
ખોળ કરીને ખબર મંગાવો, તો ત્રીકમજી તરૂઠે. રણછોડ. ૭૯
શોધ કરીને શોધી કહાડ્યો, કુળ મધેનો કોઈરે;
જોતામાં જુગજીવન કેરૂં, મન રહ્યુંછે મોહી. રણછોડ. ૮૦
અલબેલાને અંગે અડક્યા, સંગે સઘળા સાથરે;
અંત્રીક્ષથી ઉઠ્યા અલબેલો, તે કોઈ ના જાણે વાત. રણ. ૮૧
પ્રીત કરી પાતળીઓ લઈને, મોટે મંદીર આવ્યરે;
સીંહાસન ઉપર સામળીઓ, હરીજી હેતે આવ્યા. રણછોડ. ૮૨

સંવત અઢાર અઠ્ઠાવીશે, પ્રીત કરી પધાર્યારે;
સહુને સુખ આપ્યુ સામળીએ, અંગે રંગ વધાર્યા. રણ. ૮૩
બોડાણાનું બ્રંદ જાણાવા, વંશ બોલાવ્યા વાહાલેરે;
ત્રાંબેકર તેને તેડીને, સરપાવ સારા આલે. રણછોડ. ૮૪
ડાકોરે કીધું દ્વારકાં, તે ત્રીકમજી તત્કાળેરે;
લવ લવ મારી લજ્યે રખજો, તમો પિતા હું બાળ. રણ. ૮૫
સીંઘાસનની સોભા સારી, આરસનું મહી કામરે;
મધ્યે મોહન તમો બીરાજો, જોવા સરખુ ધામ. રણછોડ. ૮૬
ચરણ કમળનું ચીંતવણ કરતાં, ચીંતા ચીત ભોલાયરે;
નેપુરા ઝાંઝર ઘુઘરીઓ, અલબેલા લેવું ભલાય, રણછોડ. ૮૭
પીતાંબર પીળું છે તેની, કસબની છે કોરરે;
જડીત્ર કંદોરો જોડે શોભે, ઘુઘરીનો ઘનઘોર. રણછોડ. ૮૮
કસબી વાઘા કનક સરીખા, પટકો પીળો શોભેરે;
લેહેર કસબની છેડા ઉપર, અલબેલાને ઓપે, રણછોડ. ૮૯
ચારે હાથે ચતરભુજને, કડાં ચુનાઓ વાળાંરે;
સાંકળી અંગે સારી શોભે, બાજુબંધ નખરાળાં.રણછોડ. ૯૦
આંગળીએ અંગુઠી ઉજ્વળ, વેઢ અને વીંટીરે;
પુંચી સાંકળાં પાતળીયાને, મુખમાં મોરલી મીઠી.રણછોડ. ૯૧
મોતી માળા ત્રણ તેવડી, અલબેલાને ઓપેરે;
મોહનમાળા મોટી માંહે, ચરણે જઇને ચોપે. રણ. ૯૨
સોનાની સાંકળીઓ દોરો, ઘુગઘુગીઓ માંહી ઝળકેરે;
સંખ ગદા પદમને ચકર, ચારે હાથે ચળકે. રણછોડ. ૯૩
ગળેબંધ ગળામાં સોહીએ, કાને કુંડળ મોતીરે;
જડાવનું તીલક જદુવરને, અખંડ જોત ઉદોતી.રણછોડ. ૯૪
મુગટ મનોહર માહારાજની, જુગમાં ન મળે જોડીરે;

મધ્યે મુનીઓ ચળકે ઝાઝી, કલંકીનો તારો. રણ. ૯૫
અદ્ભુત રૂપ અકલમાં ન આવે, એક રસના શું ભાખુરે;
અપાર તેનો પાર નથી, હું કેમ કરીને ઝાંખુ. રણ. ૯૬
જેને જેવા જોઇએ તેને, તેવાછે અલબેલોરે;
ગવાય તેમ ગુણ એના ગાજો, રખે મુળગો મેલો. રણ. ૯૭
ધન બોડાણા ધીરજ તારી, બળવંતને તેં બાંધ્યોરે;
જોગી મુનીને જેછે દુર્લભ, તે પ્રભુ તુજને લાધ્યો. રણ. ૯૮
ડાકરામાં ઠીક નાકળીઓ, પ્રગણામાં પ્રીતેરે;
દુનિયામાં તે ડંકો કીધો, ડાકોરમાં રહે રંગ રીતે. રણ. ૯૯
ચાર જુગમાં જાણ થયો તું, બોડાણા બલીહારીરે;
તન મન ધન તેં ત્રીકમ ઉપર, સરવે નાખ્યું વારી. રણ.૧૦૦
અલબેલાને અરજ અમારી, એકાંતે તમે કહેજોરે;
અવગુણનોનો આંક નથી, તમે સામળીયાજી સેહેજો.રણ.૧૦૧
જો મોહન મનમાં જાણો તો, જુગમાં ન મળે જોડરે;
ત્રાહ ત્રાહ શરણાંગત રાખો, રંગીલા રણછોડ. રણ. ૧૦૨
જેજે અવગુણ જોશો તે પ્રભુ, મુજમાં ભર્યા ભરપુરરે;
આળ કરો તો ઉડી જાવું, જેમ આકડાનું તુર. રણ. ૧૦૩
સામળીઆ તમો સામું જુઓ, સ્નેહ ધરીને શામરે;
મન ફેરવો મોહનજી મારૂં, સેજે થાએ કામ. રણ. ૧૦૪
ચરણ કમળમાંથી ચીતડું મારૂ, તાણીને તમો રાખોરે;
ધણી થઈ ગીરધારી મુજને, તરછોડી ના નાંખો. રણ. ૧૦૫
બેઉ કર જોડી ચરણે લાગુ, સો સો કરૂ સલામરે;
રણછોડને તમો રાચ્યાં રથીયા, આના જાત ગુલામ.રણ. ૧૦૬
રાય રણછોડનો ગરબો, જે કોઈ ગાસે પુરણ પ્રીતેરે;

તે ઉપર રીઝે રંગીલો, રસબસ થઈ રંગ રાતે. રણ. ૧૦૭
સહુ મળીને સાંભળજો ભાઈ, કહુછું વારંવારરે;
ભુલ્યું ચુક્યું માફ કરજો, કરતાછે કીરતાર. રણ. ૧૦૮
સંવત અઢાર અગનોતેરે, આઠમ આસો માસરે:
કૃષ્ણ પક્ષને રવીવારે, ગુણ ગાય છે રણછોડદાસ. રણ. ૧૦૯

---

## શ્રી અંબાજીના મહીના.

કારતક માસે કરૂણા કરો મુજ માતરે, મા અંબાજી;
અભએસી અંબા સાંભળ મારી વાતરે. મા અંબાજી. ૧
વાત સાંભળીને સમરૂ શ્રી હરીનાથરે, મા અંબાજી;
તારા દરશનની મને મોટી અંબા આશરે. મા અંબાજી, ૨
માગશર માસે મન મળવા અકળાયરે, મા અંબાજી;
તારી ઇચ્છા કરતાં અંબા દિન વહિ જાયરે. મા અંબાજી. ૩
દીન વહિ જાયને આશા મુજને મોટીરે, મા અંબાજી;
તારા રંગ મંડપમાં હું નવ આવી લોટીરે. મા અંબાજી. ૪
પોસ માસે મુજને મળવા સોસરે, મા અંબાજી:
મુજ રાંક ઉપર શો ધરવો રોશરે, મા અંબાજી. ૫
રોશ ન ધરીએ તમેછો દેવી દયાળરે, મા અંબાજી;
જેનું નામ ધરાવે સેવક જન પ્રતિપાળરે. મા અંબાજી. ૬
માહા મહિને કાંઈ વરત સાંભળ્યાં તમારાંરે મા અંબાજી;
મા શું જુઓછો કુડાં કરમ અમારાંરે. મા અંબાજી. ૭
કુડાં કરમની કરણી છે મધ્યારે, મા અંબાજી;
તારા દર્શનનું મને મોટું અભાધ્યારે, મા અંબાજી. ૮
ફાગણ માસે ફરી ફરી ઉઠે અંગરે, મા અંબાજી;

રંગ ભર્યાં મનડાં ન કરશો ભંગરે, મા અંબાજી. ૯
ભંગ ન કરશો તનડું અમારૂં તજશેરે, મા અંબાજી;
ચીત અમારૂં ચરણે આવી અટકેરે. મા અંબાજી. ૧૦
ચયતર મહિને ચીંતા મુજને ઝાઝીરે, મા અંબાજી;
જન્મ ધરી નવ નરખ્યાં અંબા માજીરે, મા અંબાજી. ૧૧
નવ નિરખ્યાં મેં અંબા અકલ સ્વરૂપરે, મા અંબાજી;
વળતાં ક્યાંથી દેખીશ માનાં મુખરે. મા અંબાજી. ૧૨
વૈશાખ મહિને ઝરસ જાય દેહ નાઠીરે, મા અંબાજી;
મા હવે વળતી વેળા રહી છે માઠીરે, મા અંબાજી. ૧૩
વેળા માઠીને માંથે મોટું દુખરે, મા અંબાજી;
વળતાં ક્યાંથી દેખીશ માનાં મુખરે. મા અંબાજી. ૧૪
જેઠ માસે મુજને તેડો કેડરે, મા અંબાજી;
નહી તેડો તો જીવણ જાશે વેડરે, મા અંબાજી. ૧૫
વેઠ જાશે ને મિથા થાશે જન્મરે, મા અંબાજી;
ભાગ્ય નથી પણ ઓછાં અમારાં કર્મ રે. મા અંબાજી. ૧૬
અસાડ માસે અટક ન ધરીએ મનરે, મા અંબાજી;
તારા દરસન માટે તલસે મારૂં તનરે, મા અંબાજી. ૧૭
તન તલસે ને દયા ન આવે મારીરે, મા અંબાજી;
મા દયાળી દીલથી શું મુકોછો કાઠીરે. મા અંબાજી. ૧૮
શ્રાવણ માસે સંઘ ભરાય બહુ ભારેરે, મા અંબાજી;
મા જેને ઇચ્છા હોય તે આવે તારે બારેરે, મા અંબાજી. ૧૯
મા સંઘ ભરાયને સહુને ઇચ્છા થાયરે, મા અંબાજી;
મા પાપી હોય તે નિશ્ચે પાવન થાયરે. મા અંબાજી. ૨૦
ભાદરવા માસે થ ઇને મન ભાવેરે, મા અંબાજી;

તારાં દુર્લભ દર્સન આપી તાપ સમાવોરે, મા અંબાજી. ૨૧
તાપ સમાવોને શીતળ કરો છાંયરે, મા અંબાજી;
શીશ નમાવતાં પ્રાયશ્ચિત પ્રલે થાયરે. મા અંબાજી. ૨૨
આસો માસે અરજ સાંભળીને વેહેલીરે, મા અંબાજી;
મા આરાસુરમાં કરો આનંદની હેલીરે, મા અંબાજી. ૨૩
હેલી કરીને પુરો મનની આશરે, મા અંબાજી;
મા શેવકજનને તેડો તમારી પાસરે. મા અંબાજી. ૨૪
બારે માસ પુરણ કીધા માતરે, મા અંબાજી;
માં વિષમપરી વિશ્વાસ ન કરશો ધાતરે, માં અંબાજી. ૨૫
તેરમો મહિનો મહા ઉત્તમ કેહેવાયરે, મા અંબાજી;
મા હરી પ્રતાપે પુરસોતમ સઉ ગાયરે. મા અંબાજી. ૨૬
પુરશોતમ માસે મેઘ ભરાય બહુ બારીરે, મા અંબાજી;
મા સાયર ઉપર તરતી ચાલે થાળીરે, મા અંબાજી. ૨૭
આરાસુરમાં નિત્યે આનંદ થાયરે, મા અંબાજી;
કર જોડીને બાપો શેવક ગાયરે, મા અંબાજી. ૨૮

---

## બહુચરાજીના મહીના.

ચઇતરે ચંત ઘણું બાંધ્યું. નમી નમી બહુચર આરાધું;
મનમારૂં ગોખે જઈ લાધું, શેવોને તમે શંખલપુર રાણી. ૧
વેશાખે વાવલીયા વાયા, માજીના ઘરતળે આવ્યા;
અંબાજીના મોટાછે માયા, શેવોને. ૨
જોતો જુગતી છે સારી, હરી હર બ્રમ થકી ન્યારી;
ગોખ ઉપર જાઉં બલીહારી, શેવોને. ૩
અસાડે મેઘ ઘણા ગાજે, છત્ર શીર બહુચરને છાજે;
ચોઘડીયાં તો અદભૂતે વાજે, શેવોને. ૪

શ્રાવણે સરવડીએ વરશો, માજીને ભજશો તો તરશો;
નીકર તમે અથડાતા મરશો, શેવાને. ૫
[illegible]દરવો ભલીપેરે ગાજ્યો, શેવકને સનમુખે થાજ્યો:
ઝુડતાં બાવલડી સાજો, શેવાને. ૬
આસો માસે આવી દિવાળી, આવ્યાંછે અંબાને કાળી:
ગરબે રમે મોટાં મહાકાળી, શેવાને. ૭
કારતકે કોયલડી બોલે, ના આવે માજીને તોલે;
તે જોતાં ત્રીભોવન ડોલે. શેવાને. ૮
માગશર માન સરોવર નાહે, ચાચર આવી ગરબા તો ગાયે;
શેવકની મા કરજો સાહે, શેવાને. ૯
પોસે પ્રીત ઘણી ધારી, પાંડવ લીધા ઉગારી;
કઉરવ સરવે ગયા હારી, શેવાને. ૧૦
માહે તો મને નથી ગમતું, મન મારૂં રહે છે ભમતું;
મન મારૂં માજીમાં રમતું, શેવાને. ૧૧
ફાગણે ફરફરતી હોળી, પેહેર્યાં માએ ચરણા ને ચોળી;
કેસર બહુ છાંટ્યાં છે ધોળી, શેવાને. ૧૨
બારે માસ પૂરણ કીધા, દહીતને દંડ ભલા દીધા;
દેવતા સઉ ઉગારી લીધા, શેવાને. ૧૩
આસો સુદ બીજને બુધવારે, બારે માસ થયા નિરધારે,
વલ્લભની કરજો મા વારે, શેવાને. ૧૪

---

## રાધકાજીના મહિના.

કોને સખી કારતક કેમ જાશે, કે વનમાં મોરલી કુણ વાશે;
મહીનો દાણી કુણ થાશે, કે જુમનાં જાવાદ્યો પાણી. ટેક. ૧

કે માગશરે મન માહારૂં ગળીયું. કે વીખીયા ભાવથકી ટળીયું;
કે જેમ લુણ પાણીમાં ભળીયું, કે જુમનાં. ૨
કે પોસે સોસ પડ્યા અમને, વાલાજી શું નમીએ તમને;
કે દીલાસા દીધાછે અમને, કે જુમનાં. ૩
કે માહે મકર તણે મતે, ફુલડીયાં વેરંતી ખાંતે;
કે વાલાજી મારા મથુરાંની વાટે, કે જુમનાં. ૪
કે ફાગણે ફેર કરે હોળી, કે આછાં ચરણાંને ચોળી;
કે ચુંદડી મારી કેશરમાં રોળી. કે જુમનાં. ૫
કે ચઇતરે ચતુરા ચંત ધરતી, વાલાજીના ગુણ ગાતી ફરતી;
કે તારે મારે વ્હાલે કીધી નરતી, કે જુમનાં. ૬
કે વઇશાખે વાયા વાવલીયા, ઘેર પધારોને નાવલીયા;
કે દુધડે ધોઉં તારા પાવલીયા, કે જુમનાં. ૭
કે જેઠે જગજીવન આવ્યા, કે સૌ લોક વધામણાં લાવ્યા;
કે વાલા મારા કશુંએ ન કાવ્યા, કે જુમનાં. ૮
કે અશાડે અબળા થઈ ઝાંખી, વાલે મારે ભરજોબન રાખી;
વિચારો વાલા વાત થશે વાંકી, કે જુમનાં. ૯
કે શાવણ શરવડીએ વરશે, કે નદીએ નીર ઘણાં તરશે;
કે કોયલડી ટઉકલીઆ કરશે, કે જુમનાં. ૧૦
ભાદરવો ભલી પેરે ગાજે, સહીયર ઘેર વલોણું વાજે;
તેતો મારા રૂદીયામાં દાઝે, કે જુમનાં. ૧૧
આસોની રજની અજવાળી, કે સેજ વાણું કે સુંવાળી;
વાલા વીના આશી દીવાળી, કે જુમનાં. ૧૨
કે રાધા હાથે સોનાની ચુડી, કે રમતાં દીસેછે રૂડી;
કે દુખ સરવે ગયાં છે બુડી, કે જુમનાં જાવાદો પાણી. ૧૩

## તુળશીના મહીના.

ધન ધન પાટણ ગામ,
ધન તુળશી તારૂ ઉત્તમ નામ; સાંભળો ગુણવંતા. ૧
અસાડે તુળશી રોપ રોપાવે,
દેવ દામોદરને નિંદ્રા નવ આવે. સાંભળો. ૨
શ્રાવણે તુળશી દોદોરે પાને;
હરખ્યા શ્રી નારાયણ તુળશીને નામે. સાંભળો. ૩
ભાદરવે તુળશી લેહેરેરે જાય,
કુંડે સોવરાવે શ્રી જાદવરાય. સાંભળો. ૪
આસોએ તુળશી આશા વળુધાં,
દેવ દામોદરે ખોળામાં લીધાં. સાંભળો. ૫
કારતકે તુળશી બાળ કુંવારી,
લગન નીરધારીને પરણ્યા મોરારી. સાંભળો. ૬
માગશરે મહાવટડે ફરીએ,
શિયાળે તુળશીનાં આણાં કરીયે. સાંભળો. ૭
પોસ માસે પધ્યારે પોકાર,
તુળશી વીના સુનોરે સંસાર. સાંભળો. ૮
મહા મહીને શુધ બુધ ન ભુલે,
તુળશી વિના ત્રિભોવન ફુલે. સાંભળો. ૯
ફાગણે ફાગ ખેલેરે ગોવંદા,
પગરે પાવટડે હરી લલાટ ચંદા. સાંભળો. ૧૦
ચઇતરે ચંત બોલે હીંડોળા,
હીંચોળે હીંચે શ્રી કૃષ્ણ કાળા. સાંભળો. ૧૧
વઇશાખે વનસ્પતી મોડી,
ઓળેન ખોળે મે રમત માંડી. સાંભળો. ૧૨

જેઠ માસે તુળશી કરમાયાં,
સોળસે ગોપીયો પાણીડાં આલ્યાં. સાંભળો. ૧૩
તુળશીને ક્યારે ઘીના દીવડા,
હરી હરી કરતાં જાય એના જીવડા. સાંભળો. ૧૪
હું તમને પુછું મારી તુળશીરે માતા,
કુણ તારી માતા ને કુણ તારો પીતા. સાંભળો. ૧૫
ધરતી મારી માતાને આભ મારો પીતા,
દેવકી મારી સાસુ ને કૃષ્ણ ભરથાર. સાંભળો. ૧૬

---

## થોભણદાસના મહીના.

કારતકે કોડામણીરે, શિળી પુનમ કેરો ચંદ વાલા.
રાધાજી કરે હરીની વીનતીરે, ચરણે રાખો ગોવિંદ વાલા. ૧
માગશરે મેલી ગયારે, પેઉ ગયા પરદેશ વાલા;
ભર જોબનમાં ભામનીરે, આગળા બાળે વેશ વાલા. ૨
પોષ માસે પુકામણીરે, સાંભળ સહીયરે વાત વાલા;
શ્રીકૃષ્ણ ચાલ્યા દ્વારીકારે, સોળસે ગોપીના નાથ વાલા. ૩
માહા મહિને મન માહરૂંરે, ચીતડું વ્યાકુળ થાય વાલા;
શમણાં લાગ્યાં શ્રી રામનાંરે, દીઠા જાદવરાય વાલા. ૪
ફાગણ માસે ફરકીયારે, વાગેછે તાલ મૃદંગ વાલા;
મધુરી વગાડે વાલો વાંસળીરે, હોળી ખેલે ગોવિંદ વાલા. ૫
ચઇતરે ચિંતામણીરે, ના આવ્યો નાવલ હાર વાલા;
કોઈ લાવે પીઉની વધામણીરે, આપું એકાવળ હાર વાલા. ૬
વઇશાખે વન વેડીયાંરે, વેડીછે દાડમ દ્રાક્ષ વાલા;
કોયલડી ટહુકા કરેરે, સરવા લાગે એનો સાદ વાલા. ૭
જેઠ મહીનાના રેણ તપેરે, જેવા ઉનાળાના તાપ વાલા;

લંકામાં જ્વાલા પરજળેરે, ઉભા રહ્યા રઘુનાથ વાલા. ૮
અસાડ માસ ભલે ઉતર્યોરે, થાય વીજળીઓના વેગ વાલા;
ભલી ઉનટી મેતી વાદળીરે, વરસ્યા બારે મેઘ વાલા. ૯
શ્રાવણ વરસે સરવડીએરે, નદીએ નીરમલ નીર વાલા;
બીજે તે રાણી પદમણીરે, ભીંજાય દક્ષણી ચીર વાલા. ૧૦
ભાદરવા ભલે ગાજીઓરે, શીતલ થયો શરીર વાલા;
ગોરાદે ભીંજાય ઘર આંગણેરે, પેઉડો ભીંજાય પરદેશ વાલા. ૧૧
આશો માસે દીવાલડીરે, સુંદરી સજે શણગાર વાલા;
લલાવટ ટીલડી સોહામણીરે, કંઠે એકાવળ હાર વાલા. ૧૨
બારે માસ પૂરા થયા રે, આવેલો અદકમાશ વાલા;
ગાય શીખેને સાંભળેરે, વિનવે શોભાણદાસ વાલા. ૧૩

## ગુજરી.

કે કાબુલસેં બાદશાહ ચડેને સારી દીલીકા દીવાનરે,
કે બાદશાહ ઉતરે બાગમાં ને મે ક્યામસ દેખન જાઉરે,
કે હાથમાંરે લેઉ લાલ માટલી કંદોયણ હોકે જાઉરે;
કે બાદશાહ ઉતરે બાગમે મે ક્યામસ દેખન જાઉરે,
કે હાથમાંરે લેઉ લાલ બેડલું પનીયારણ હોકર જાઉરે;
કે બાદશાહ ઉતરે બાગમાં મેં ક્યામસ દેખન જાઉરે,
કે હાથમાંરે લેઉ લાલ લાકડી ગોવાલણ હોકે જાઉરે;
કે બાદશાહ ઉતરે બાગમાં મેં ક્યામસ દેખન જાઉરે,
કે હાથમારે લેઉ ફુલ છાબડીરે મેં માળણ હોકર જાઉરે;
કે ફુલફુગરનો ઘાઘરો ને બાજુક કશબી કોરરે,
કે કદાં કોબીને અણવટ વીછવા ઝાંઝરનો ઝમકારરે;

કે હાથે બાજુબંધ બેરખાને એની દસે આંગળીએ વેઢરે,
કે કાને કલાફૂલ શોભતાં એને કંઠે એકાવળ હારરે;
કે લીલા તે જાગનું કાપડું એને જગ મોતીનો હારરે.
કે નાકે તે વાળીઓ શોભતી એને ટીલડી તપે લલાટરે;
કે બાજેબાળ મોતી પરોવ્યાં જાણે ઉગ્યો સુરજ ભાણરે.
કે છોટી મટકીમે દહીંએ જમાયો દુધ લીયો મણ ચારરે;
કે ચલી ગુજરીયાં દહી બેચનકું ચલી બાદશાહકે દરબારરે.
કે આધવર લ્યો કોઈ મહીયર લ્યો કોઈ લ્યો મીઠડાં દુધરે;
કે સાસુરે કેહેવે સુણો બવરીયાં લશ્કરમેં મત જાવરે.
કે દીલી શેહેરકા બાદશાહ તુજે રખે ગોબર માંહરે;
કે સાસુના વારયાં ના કરે વહુ મહિ વેચવાને જાયરે.
કે હાટે મોહ્યા હાટ વાણીયાને ચોરે મોહ્યા ચોબદારરે;
કે જે દરબેસો મોહી રહ્યા ને બાદશાહ સરખા મોહ્યારે.
કે ચલી ગુજરીયાં મહી બેચનકુ બેઠી લાલ બજારરે;
કે સીપાઈ બીચારે ચાડી લગાઈ જીવ જાન હુવા હેરાનરે.
કે અપને લશ્કરમે એશી મહીયારીન એસા ન કોઇકા દુધરે;
કે બાદશાહકુતો ખબર હુઇને ગુજરી દખન આયરે.
કે અલીયાં ગલીયાં ક્યા ફીરનાં ગોરી બેઠો પડદા માંહરે;
કે પડદેમે બેઠી મોજ કરો ગોરી ચાવો નાગર પાનરે.
કે અલીયાંરે ગલીયાં બાત ભલી તેરે પડદેકુ લગાદઉ આગરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે કાથ કથીરમાં ક્યા પેહેરનાં ગોરી પેહેરો સોના સેરરે;
કે કાથ કથીર મેરે બાપોત ભલા તેરે સોને લગાદઉ આગરે.
કે હીંદવાણી તું હરામજાદી, બાદશાહકુ દેવે જવાબરે;

કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે કાળી કામળમાં ક્યા ઓઢનાં ગોરી પેહેરો દક્ષણી ચીરરે;
કે કાળી કામળ મેરે ગોત ભલી તેરા ચીરકુ લગાદઉં આગરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જબાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે બેસ છાશમાં ક્યા ખાનાં ગોરી ખાઓ નાન પલાવરે;
કે નાન પાલવમેં ક્યા ખાનાં મેરા હિંદુકા અવતારરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે;
કે બાદશાહ કેવે શુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે મકના હાથી અજબ બના ગોરી હાથી દેખન આવરે;
કે તેરે હાથીમાં ક્યાં દેખનાં મેરે ઘેર ભુરી ભેંશરે.
કે ટંકે સવામણ દુધ કરે તેરા હાથીથી ભલેરી મેરી ભેંશરે;
કે દહીં દુધકી નદી ચલાવું માંખણકી બાંધું પાળરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે;
કે મેરા કુંવર અજબ બના ગોરી કુંવર દેખન આવરે.
કે તેરે કુંવરમાં ક્યા દેખનાં મેરા ગાયુકા ગોવાળરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાકુ દેવે જબાબરે,
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે;
કે મેરી બાલકી રાણીઓ ખુબ બનીતેરાણીઓ દેખન આવરે.
કે તેરી રાણીઓમાં ક્યા દેખનાં મેરી પાણી ભરે પનીઆરરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે;
કે મેરા ઘોડા અજબ બના ગોરી ઘોડા દેખન આવરે;
કે તેરે ઘોડેમેં ક્યા દેખના મેરે ઘેર ગવરી ગાયરે.

કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે મેરી મુછો અજબ બના ગોરી મુછો પર મોહી આવરે;
કે તેરી મુછોમાં ક્યા દેખનાં મેરા બકરે જૈસા પુંછરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે કીયું તમારૂં સાસરૂં અને કીયા પુરૂષ ઘેર નારરે;
કે ધટ ગોકુળ મારૂં સાસરૂ ને ચંદા પુરૂષ ઘેર નારરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે;
કે કોણ દેશકી ગોવાળણીને શું છે તારૂં નામરે.
કે ધટમાંડવની ગોવાળણી, ને મેનાં ગુજરી મારૂં નામરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે;
કે છોટીમટકીકા મુલ કરોને ગોરી ઉસકા ક્યા હોય મુલરે.
કે છોટી મટકીકા મુલ કરૂં તો તેરી સુધબુધ જાવે ભુલરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે;
કે દુસરી મટકીકા મુલ કરોને ગોરી ઉસકા ક્યા હોય મુલરે.
કે દુસરી મટકીકા મુલ કરૂં તેરી સોળશે રાણીઓ ડુલરે;
કે સોળસે રાણીઓ સજ કરૂં તેરા કોઇના લેવે નામરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે,
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે તીસરી મટકીકા મુલ કરોને ગોરી ઉસકા ક્યા હોય મુલરે
કે તીસરી મટકીકા મુલ કરૂં તેરા મકના હાથી ડુલરે.

કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે ચોથી મટકીકા મુલ કરો ગોરી ઉસકા ક્યા હોય મુલરે;
કે ચોથી મટકીકા મુલ કરૂં તેરી સારી દીલ્લી ડુલરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકું દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે તેરા રૂપ તો કીને દીયા જાણે સોની ઘડે સોનારરે;
કે અલ્લામીયાંને મેરા રૂપ દીયા મેરા કરમ કરે કીરતારરે.
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે;
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે.
કે ગલબલ ગલબલ ક્યા બોલતી ગોરી બોલો સમજકી બાતરે;
કે અકડછકડ ગોરી ક્યા બોલતી કાંઈ છકડ લગાઉ દોચારરે.
કે તું નવ જાણીશ એકની મારા ગુજર સાઠ નવ લાખરે;
કે હીંદવાણી તું હરામજાદી બાદશાહકુ દેવે જવાબરે.
કે બાદશાહ કેવે સુણ ગુજરી તમ સુણો અમારી બાતરે;
કે માર તમાચા ઉડ જાય પઘડી મુખડા હો જાય લાલરે.
કે ટકેટકે તેરા ટટ્ટુ બેચાઉ દમડીકા દશ ઊંટરે;
કે ટકેટકે તેરી ઢાલ બેચાઉ દો કોડી તરવારરે.
કે બાદશાહકું તો ઘુસ્સા લગ્યા ને ડાલી બેઠી માંયરે;
કે હાથે ડાલીરે હાથ કડીયાંને ઉસકુ હાથીપર બેઠાવરે.
કે હાથી કે હોદ્દેપર બેઠી ઉસકા કોઈ ન લેવે નામરે;
કે બ્રાહ્મણ વીરા વીનવું તને આલું હઇયાના હારરે.
કે કાગળ જઇને આલજે મારા હીરીયા દીયરને હાથરે.
કે હીરીએ કાગળ વાંચ્યો ને ગુજરી પડી બેઠી માંયરે;
કે વીર કાગળ વાંચ્યો ને ગુજરી પડી બેઠી માંયરે.

કે છો પડી ભાઈ પડવા દો કાંઈ એવી લાવીશું બે ચારરે;
કે તાંણી બાંધોમે ભાઈ હાથતરવારોને તાંણી બાંધો હથીયારરે.
કે સુરા હોસસો સાથ ચલો તે નહી કાયરકા કામરે;
કે કેસરીઆ ભાઈ વાઘા પેહેરોને હો જાવ લાલ ગુલાબરે.
કે ત્યાંથી હીરીઓ દોડીયો તે ગયો ઘોડાની પાસરે,
કે તાણીને બાંધો તંગડાને ઢીલી મેલો લગામરે.
કે દીલી જીતીને ઘેર આવું તો રેવંત મારૂ નામરે;
કે હીરીયે ઘોડે એકજ ચઢ્યોને ગુજર ચઢ્યા નવ લાખરે,
કે ચંદો ઘોડે એકજ ચઢ્યોને ગુજર ચઢ્યા નવ લાખરે;
કે હીરીએ ઘોડો એડીયોને ખાંભી માર્યા પચાસરે.
કે લેજે બત્રાની ભાગ આતો ગુજર કેરો રોગરે;
કે ચંદે ઘોડો એડીયોને જાય દીલી મેદાનરે,
કે હીરીયો પેઠો શેહેરમાંને વાણીયા નાઠા જાયરે;
કે ચંદે ઘોડો એડીયોને કંદોઈ નાઠા જાયરે.
કે તોપોકી ધમરોળ હુઈને હુવા અંધારા ઘોરરે;
કે બાદશાહકુતો ખબરે નહીને રઈયત નાઠી જાયરે;
કે સુતો બાદશાહ જાગજે તારે નગર પડ્યો ભિકારરે.
કે સુતો બાદશાહ જાગીયો ભાઈ કયા હોતા ધમરોળરે.
કે સુતો બાદશાહ જાગીયોને મુગલ ચઢ્યા બાર લાખરે;
કે ત્રાંબાની નોબત ગણગણેને ઢમકે વાગ્યા ઢોલરે.
કે ફાગણ સુદ ચઉદશને દાહાડે મામલો મચ્યો જોરરે,
કે ગુજરી રહીને ઓલીયાને બોલી એકજ બોલરે;
કે હીરીયા પેહેરે કાંચળીને હથીયાર મુજને આલરે.
કે બાદશાહ સાથ બેસી લડું મેરા જુગમાંહી જાય નામરે.
કે તરવારે તાળી પડે ને બરછી ચાલે પાનરે;

કે અગાડી પછાડી ડેરા તાણ્યા ને બીચમે રખ્યો મેદાનરે;
કે વચમાં રખી ગુજરી, ભાઈ જો જીતે લઈ જાયરે;
કે હીરીઓને ચંદીઓ બોલીઓ રાજા સાંભળો અમારી વાતરે.
કે પેહેલી તે વાર વળી તમે કરોને અમે તમારી રૈયતરે;
કે પેહેલો તે માર બાદશાહે કીધો ગુજર લશ્કર માંયરે;
કે હીરીયોને ચંદીયો ખુસી થયા જેમ બકરામાં પડીયા વાઘરે.
કે તલવારોની તાળી પડીને લોહીનો વરસ્યો મેઘરે,
કે તમારી ગુજરી તમને સોંપી ગુજરી હમારી બેનરે;
કે ત્યાંહાંથી ગુજરી ચાલીયાંને ગયાં સાસુને ઘેરરે,
કે સાસુ મેહેણાં બોલીયાં વહુ જાઓ બાદશાહને ઘેરરે;
કે આ વહુ અરને જવા દોને બીજી પરણાવું કાલરે,
કે આ વહુ અરને જવા ન દેઉ મારા ગુજરનો પત જાયરે;
કે ત્યાંહાંથી ગુજરી ચાલીયાં ને ગયાં નણંદને ઘેરરે,
કે નણદલ મેહેણાં બોલીયાં ભાભી જાવ બાદશાહને ઘેરરે;
કે ત્યાંહાંથી તે ગુજરી ચાલીયાં ને ગયાં તે પાવાગઢરે,
કે પાવા તે ગઢમાં અલોપ હો ગઈ મહાકાળી કેહેવાયરે;

---

## મીસરી.

કે આઠ કુવા નવ વાવડીજી સોળસે પનીહાર,
ઉસમે કુન ગોરી પતલી ઓ મીસરી; પતલી કમર લંબે બાલ. ૧
કે બાટ બકુલો [illegible] પીડી લાલ ગુલાલ,
કાતનવાલી પતલી ઓ મીસરી; બળી બળી તાંબે તાર. ૨
કે એડીની મેડી કરૂંજી ડેલાની કરૂં [illegible],
નયણાંના કરૂં બે બાવડા ઓ મીસરી; પાકુ [illegible] ૩

કે ચતુર પુરૂષની ગોરડીજી હશી હશી ઉતર દેત,
મુરખ્ખ પુરૂષની ગોરડી ઓ મીસરી; રોઈ રોઈ ઉતર દેત. ૪
કે [illegible] જોબન ખસતજી રવે તો કાજલ હો જાય,
એસો પીઆરો મારો સાયબો ઓ મીસરી; સાંજ પડે ઉઠ જાય. ૫
કે દાહાડમ સુકાય દાહાડીએજી ઘેર સુકાય ઘરનાર,
બાપ ઘેર સુકાય બેટડી ઓ મીસરી; હેણા પુરૂષ ઘેર નાર. ૬
કે રાજવણ બેઠી રાજમેંજી ખભે ઉઘાડા કેસ,
ઈસ જોબન કે કારણે ઓ મીસરી; દીની બેકાતી લેથ. ૭
કે તેરી દીલીને મેરા આગરાજી તરે મેરે કાયકા સ્નેહ,
તે ચમકાવી વીજળી ઓ લોભીડા; મેં વરસાવ્યો મેહ. ૮
કે ઘરના ઘોડા ચડેજી નગર લીઓ કેમ જાય,
કેઈ મારી સાહેબીએ બોળવ્યો હો મીસરી; નીત્ય ઘર ભુલી જાય. ૯
કે હાથના હથવારા કરૂંજી નેણસે લીઓરે બોલાય,
સમજાવ્યો ન સમજે ઓ મીસરી; મુરખ્ખ બડોરે ગ્રુમાર. ૧૦
કે પાલણપુર દીવડો બળેજી કાજળ પડેરે સ્નેહ,
આંજન વાળી પતળી ઓ મીસરી; મુલક બસે મેવાડ. ૧૧
કે કોયલને કેમ મારીએજી આંબાની રખવાળ,
મારો હરામી સુડલો ઓ મીસરી; અણ ચાખ્યાં ફળ ખાય. ૧૨
કે ગોરીને કેમ મારીએજી સેજોની રખવાળ,
મારીએ હરામી સાયબો ઓ મીસરી; સેજ પરાઈ જાય. ૧૩
કે માણેકચોક કે બજારમેંજી બેકાય લાલ કબાન,
બેચનવાળા ઘર નહી ઓ મીસરી; કીસપર કરૂં ગુમાન. ૧૪
કે માણેકચોકકે બજાર મેંજી હીરા લાલ બેકાય,
ચતુર હોય સો મુલવે ઓ મીસરી; મુરખ્ખ હેરા ખાય. ૧૫
કે નદી કીનારે સાયબા મુડરાં જબેજી [illegible] ન પ્રગટ હોય,

લાલ મુંજને મળીયારે, આ મંગળે મન હેત હરી શું બાંધ્યું રે, આ રૂદય કમળનું બાજુ હર્ષે વાધ્યુંરે. આ જુપ આવ્યો શુધ જોયા જઇએરે, આ કામી કરીએ ગુજ વાહાલાં થઇએરે. બ્રુહસ્પતી ગુરૂ પરતાપ સુખછે સહુનેરે, આ સખી ઘણો આનંદ રાધા વહુનેરે. શુકરનાં સર્વ બોલ સહુને ગમતારે, આ લિતા તાની હાથ રજની રમતારે, આ શનીશ્વરે સંદેસો હરીને કાહ્યોરે, આ જોગ બન્યોછે આજ રમવા આવોરે, આ સાત વાર જે ગાય નરને નારીરે, તેનો વંઇકુંઠ વાસંજ થાય દેવ મોરારીરે.

---

## રણછોડજીની તથો.

સખી પડવે પુરણ કામ, જે કોઈ જાણેરે;
રૂડા રણછોડજીનો ધરમ, વેગે વખાણેરે. ૧
સખી બીજે બોડાણોજી બોલ, કહેછે એવારે;
રાખશો તો રેહેશે લોક ઉપજે એવારે. ૨
સખી ત્રીજે તુળશીનાં વન, પ્રભુજીની પ્યારીરે;
હાથમાં વાવે હરીના જન, શોભે સારારે. ૩
સખી ચોથે ચાલ્યા જાય, વર્ષમાં વાટેરે;
રૂદયામાં રણછોડરાય, મળવા માટેરે. ૪
સખી પાંચમે પાર્યા પંથ, તડકા તનમારે;
શેવા કરે હરીના જન, મારા મનમારે. ૫
સખી છઠે તે છાપી અંગ ધણીના ધરીયારે;
રાખો રૂદીયા સાથે રંગ, હવે મન ઠરીયારે. ૬
સખી સાતમે સુંદર શ્યામ, મોહન મળીયારે;
હુતો આવીશ તમારે ગામ, ફેરા ફળીયારે. ૭
સખી આઠમે જોડી વેહેલ, અળકાય આડીરે;

પુરવ દેશમાં કરી મેહેર પંથમાં પેઠારે. ૮
સખી નુમે નમ્યા જાય, આણી રામેરે;
શેવક સુતા સાંગી માંહી, હરી રથ હાંકિરે. ૯
સખી દશમે આવ્યા ડાકોર, હરેજી રથીયારે;
તે ઠેકાણે ઠાકોર, વ્હાલો મારો વશીયારે. ૧૦
સખી એકાદશીના દન, ગુગળી ઘેરચારે;
મધ રાતે આવ્યા માહારાજ, હેરણુ હેર્યારે. ૧૧
સખી બારશે બાંધ્યાછે માલ, શેવકથી છાનારે,
સોનું તો સવા વાલ, પુંજીમાં માંગ્યારે. ૧૨
સખી તેરશે ગૂગળી ઘેર, પાછા ફરીયારે;
મધરાતે આવ્યા માહારાજ, કારજ સરીયારે. ૧૩
સખી ચઉદશે ચરણામ્રત, પ્રેમે પીધારે;
હરી કહ્યું યથાં નંદલાલ, સંદેસા ન કીધારે. ૧૪
સખી પૂનમે પૂજા થાય, શોભા સારીરે;
દરસન કરવાને જાય, નરને નારીરે. ૧૫
સખી પંદર તથી સાત વાર, જે કોઈ ગાશે
તેને મળશે દ્વારકાનો નાથ, વઇકુંઠ જાશેરે. ૧૬

---

## પંદર તિથિઓ.

સખી પડવે તે પંથે આવ્યારે, મહા વનના તે મારગ ઝાલ્યારે;
સાથે સીતાને લક્ષ્મણ ભાઈ, રઘુપતી રામ હરદમાં રેહજોરે, ૧
સખી બીજે મહીમાં બીરાજેરે, જેવાં મહીપો લક્ષ્મી નાર આજેરે;
રામ મળી ગયા રૂડુ રાજે, રઘુપતિરામ હરદમાં રેહજોરે. ૨
સખી ત્રીજે તે વનની ઝાડીરે, દશરથ મંગાવી ઘોડીરે;
સારી શોભે સીતાજીના વાડી, રઘુપતી રામ હરદમાં રેહજોરે. ૩

સખી ચોથે કેવડીયો મેહેકેરે, ફાલ્યો ફુલ્યોને મોગરો મેહેકેરે;
એવી લીલી લટાઓ લેહેકે, રઘુપતીરામ રૂદેમાં૦ ૪

સખી પાંચમે પોપટ પાળ્યોરે, પાંખ લીલીને કાંઠલો કાળોરે;
મુખે રામ ભણંતો ભાળ્યો, રઘુપતિ રામ રૂદેમાં૦ ૫

સખી છઠે છેતરવાને આવ્યોરે, કુડો કપટી રાવણ સાથે લાવ્યોરે;
એ મુખનો મરઘ બનાવ્યો, રઘુપતીરામ રૂદેમાં૦ ૬

સખી સાતમે શ્રીહરી સમર્યારે વાડી ભેળી ઉડાડ્યાછે ભમરારે,
કુંભ સાહીને ઉપાડ્યાછે ડમરા, રઘુપતીરામ રૂદેમાં૦ ૭

સખી આઠમે એને નીહાળ્યોરે, ધનુષ્ય ધારીને અગલો માર્યોરે;
મૃઘ મરતી વખતે પોકાર્યો, રઘુપતીરામ રૂદેમાં૦ ૮

સખી નોમે તે નાંખ્યો તીરરે, જઈ વાગ્યો અંગ શરીરરે;
વારે ધાર્યો લક્ષ્મણ વીર, રઘુપતીરામ રૂદેમાં૦ ૯

સખી દશમે કહે લક્ષ્મણનેરે, એનો વીરો બોલાવેછે તમનેરે;
આડી આણી દીધીછે અમને, રઘુપતીરામ રૂદેમાં૦ ૧૦

સખી એકાદશી અપવાસીરે, લંપટ લેવાનો લાગ તપાશીરે;
રાવણ સીતાને લઈ ગયો નાશી, રઘુપતીરામ રૂદેમાં૦ ૧૧

સખી બારશે હનુમાન બળીયોરે, ઠેકી સમુદ્રને પાર ઉતરીયોરે;
જઈ જોગમાયાને મળીયો, રઘુપતીરામ રૂદેમાં૦ ૧૨

સખી તેરશે ત્રંબાળું ભાગેરે, હાક હનુમાન કેરી વાગેરે;
લહાય લંકાને ગઢમાં લાગે, રઘુપતીરામ રૂદેમાં૦ ૧૩

સખી ચઉદશે સોત વિચારીરે, ફોજ વાંદરાની રચી સારીરે;
રામે રાવણને નાંખ્યો મારી, રઘુપતીરામ રૂદેમાં૦ ૧૪

સખી પૂનમે પ્રભુજી આવ્યારે, થાળ ભરી મોતીડે વધાવ્યારે;
માતા કઉશલ્યાને મન ભાવ્યા, રઘુપતીરામ રૂદેમાં૦ ૧૫

સખી પંદર તથા થઈ પૂરીરે, એમાં એકે નથી અધુરીરે;
આત્મારામની વાણી મધુરી, રઘુપતીરામ રૂદેમાં૦ ૧૬

### પંદર તથો.

પુનમે અમને પુરણ દરશન દેજોરે છોગાળા;
દયા કરી મારી દેહનાં દુખડાં ખોજોરે મોરલીવાળા. ૧
પડવે આવી પકડો મારી બાંયરે છોગાળા;
કાંઈ સતગુરૂની શીતળ રાખો છાંયરે મોરલીવાળા. ૨
બીજે મારી બાળક બુધી કાપોરે છોગાળા;
દયા કરી મારી દેહનાં દુખડાં ભાગોરે મોરલીવાળા. ૩
ત્રીજે હું તો તતપર થઈને બેઠીરે છોગાળા;
ગોરી જાતીતીને મુજને લાગી મોઠીરે મોરલીવાળા. ૪
ચોથે ચતુરા શું ગયાછો ચુકીરે છોગાળા,
કાંઈ લેહ લાગી મેં લાજ સરવેની મુકીરે મોરલીવાળા. ૫
પાંચમે પૂરણાવરતી કેહેવાયરે છોગાળા,
મુજ હરી વીનાતો ઘડીએ ના રેહેવાયરે મોરલીવાળા. ૬
છઠીના લખીયા લેખ તે કેમ ટળશેરે છોગાળા.
મુજ પુતીવરતાનાં કારજ કરવાં પડશેરે મોરલીવાળા. ૭
સાતમે હું ગુણ તમારા ગાતીરે છોગાળા,
કાંઈ મોરલીને શબ્દ હીડુધું મદમાતીરે મોરલીવાળા, ૮
આઠમે અવતરીયા અંતર જામીરે છોગાળા,
જાદવકુળમાં જન્મયાછો અંતરજામીરે મોરલીવાળા. ૯
નુમે કરવા નરપતનાં કામરે છોગાળા,
મુજ મેંગળવાશી ગયા મથુરાં ગામરે મોરલીવાળા. ૧૦
દશમે દાવાદળ આવી કોપ્યોરે છોગાળા.
કાંઈ મામો કંસ મારીને રણથંભ રોપ્યોરે મોરલીવાળા. ૧૧
એકાદશીમાં પડદા આવી ખોલોરે છોગાળા,
કાંઈ અંતરજામી અમ સંગાથે બોલોરે મોરલીવાળા. ૧૨

બારશે વંદરાવન રસતો લીધોરે છોગાળા,
મુજ અપુસ જીવને શું મેલ્યોછો ત્રીલોરે મોરલીવાળા. ૧૩
તેરશે કાંઈ ચરણ કમળ ચીત લાગ્યુંરે છોગાળા,
કાંઈ જનમો જનમની ભગતી તમારી માગુરે મોરલીવાળા.૧૪
ચઉદશે કાંઈ ચરણ કમળની દાશીરે છોગાળા,
મુજ મંગળવાશી ગયા મથુરાં નાશીરે મોરલીવાળા. ૧૫
અમાંસે કાંઈ પરણીધર કેહેવાયરે છોગાળા,
કાંઈ નરશઈ મેહેતા ગુણ તમારા ગાયરે મોરલીવાળા. ૧૬

---

## પંદર તિથીઓ.

પડવાની પણ પ્રીત ગટમટ ભુલીરે, મારા હરી વિના એક વાત સરવે સુનારે, બીજે બાળેવેશ રહુછું બાળીરે; આ ઘરમાં કેમ રેહેવાય વાગે તાળીરે; ત્રીજે ત્રીભોવનરાય રાજ પધારોરે, હરી આવોને આપણે ઘેર હેત વધારોરે. ચોથે ચતુરા નાર ચંચળ ચાલેરે; પેલો વડોદરાનો વઇદ દુખડાં ટાળેરે. પાંચમના પડદા હરી શું રાખ્યારે મારે પ્રેમરસ પીવા કાજ હરી રસ ચાખ્યારે; છઠીના લખીયા લેખ તે કેમ ટળશેરે મારી પેલા ભવની પ્રીત આવી મળશેરે. સાતમના સંતાપ હરીશું અમનેરે આશું કહીએ મહારાજ લાજ નહી તમનેરે. આઠમે ઓછવ થાય હરી હોય હેલીરે, મારે સોળ ગોપીનો સાથ રમવા પેલીરે. નોમે નમેરા નાથ નમેરા ના થઈએરે, આ ગોકુળીયું મેલી મથુરાં ના જઈએરે. દશમે દીન રાત દેહી મારી દાઝેરે, ઘેર નાવલીયો રીસાય તે ઘણું સાલેરે. એકાદશીનાં વ્રત મારે કરવાંરે, શ્રીજમુનાંજીનાં ધ્યાન મારે ધરવાંરે. દ્વાદશીને દહાડે દરશન દેજોરે, મારા સામલીયા ભગવાન સનમુખ રેહેજોરે, તેરશના તો તન અમારા દુઃખારે, આ હરીહરી

કરતાં હોઠ અમારા સુક્યારે. ચઉદશેતો ચતુર નર સુજાણારે, ઘેર રાધા સરખી નાર શું રીસાવારે. પૂનમે તો મંદર તથી થઈ કહાવેરે, મને સેજલડીએ સુતાં નીંદ્રા ના આવેરે.

---

પંદર તથો.

હરીહઠ મેલને રાધે, મેરી સંગ બોલને રાધે;
અમોલા બોલને રાધે, ગુંગટડા ખોલને રાધે;
કહ્યા મેરા માનને રાધે. ટેક.

પડવે મોરી સાહેલડી, પેઉજી વાડીએ જાય;
પેઉજી લાવે દાડમ, ગોરી છોલને પેઉજી ખાય; હરી હઠ૦ ૧
બીજે મોરી સાહેલડી, બાગોજ ઉગ્યો ચંદ;
દાડમ કેરે દંતડે ગોરી આથા માંડ્યો ફંદ; હરી હઠ૦ ૨
ત્રીજે મોરી સાહેલડી, તરીયાજ વારોવાર;
આશું ભુલી સુંદરી, ભુલી કંકુને કાજળ સાર; હરી હઠ૦ ૩
ચોથે ચમકતી મેં સુણી, જોબન બાળે વેશ;
ભરજોબનમાં એકલી, જેના પેઉજી ગયા પરદેશ.હરી હઠ૦ ૪
પાંચમે મોરી સાહેલડી, પંથ પલંગ કંથ દુરે;
ભરજોબનમાં એકલી મારૂં જોબન જાય ભરપુર. હરી હઠ૦ ૫
છઠે મોરી સાહેલડી, છઠીજ વારોવાર;
પરદેશી રાજ પધારશે, આપણે બેસીશું હારોહાર;હરી હઠ૦ ૬
સાતમ મોરી સાહેલડી, સાતેજ કીધો સ્નેહ;
ચોમાસાની રત ચીકણી, ઝીણા ઝરમર વરસે મેહ,હરીહઠ૦ ૭
આઠમે મોરી સાહેલડી, આઠેજ જોડાજોડ;
પરદેશી રાજ પધારશે, આપણે બેશીશું મોડામોડ; હરીહઠ૦ ૮
નોમે મોરી સાહેલડી, નવલાંજ પેહેરૂં ચીર;
દીપક લઈ મેડે ચડું, મારે નયણે વહુઆં નીર; હરી હઠ૦ ૯

દશમે મોરી સાહેલડી, દશરા પુજવા જાય;
પુજ્યા તે નર પામીયા, મારા રાય જાદા ભરથારે.હરીહ૦ ૧૦
અગીયારશે મોરી સાહેલડી, મેં કીધી શીવરાત;
પરોડીએ ઉઠી પારણાં કરૂં, મને કૃષ્ણ જોયાની ઘણી ખાંત.
હરી હડ મળને રાધે. ૧૧
બારશે મોરી સાહેલડી, બારેજ બાંધ્યા બંધ;
કસનારા નર કશી ગયા, એતો કદીએ ન છુટે બંધ; હરી હ૦ ૧૨
તેરશે મોરી સાહેલડી, વાદળ વાધ્યો રંગ;
ઓસડની મુળી એક છે, મને ડશીયો કૃષ્ણભોરંગ;હરી હ૦ ૧૩
ચઉદશે મોરી સાહેલડી, પાસા લીધા હાથ;
મેં જાણ્યું જે પડશે પાધરા, એતો પડીયા છે બારે વાટ.હરી.૧૪
પુનમે મોરી સાહેલડી, પુરીજ કરજો આશ;
મેં જાણ્યું જે હરી આવશે, હવે થઈ બેઠીછું નીરાશ. હરી.૧૫

---

## કજોડાનો ગરબો.

મારારે સ્વામી બોલોને વહાલા એ રાગ.
મારારે સ્વામી મારાથી છોટા, કહે સખી ક્યારે થશે મોટા. ટેક.
બાળપણામાં પરણીને હરખી, પરણે તોરણીએથી પરખી. મા.૧
કજોડાની કહાણી સુણી કરતી, સમાઈ જાઉં માગ દે ધરતી. મા.૨
પતી પેહેરી પોતડી નવ જાણે, કહો એની પરણી શું સુખ માણે. મા.૩
ચતુરસહું ચઉદ તણી પુરી, ન્હાનો નાથ નવનો મરૂં ઝુરી. મા.૪
કક્કો કાઢી જાણે નહી કદી, કાપે મારાં કાળજડાં ભેદી. મા. ૫
સહુ સખી સાન કરે સાંજે, કજોડાની બારેમા કહી બાજે; મા.૬
સખી મારે કરમે કજોડું છે, તેથી આખા જગમાં વગોણું છે. મા.૭
કહે દુઃખ અંતર ક્યાં કહીએ, ક્યાં સુધી મધ્યરમાં રહીએ. મા. ૮

મા બાપોએ જોડું નવ જોયું, જોબન મારૂં એળે તે ખોયું; મા. ૯
સેજે પાસુ મરડીને સુવે, અડુરે અંગે ખોલાવું રૂવે. મારારે. ૧૦
મળ્યો મને નાવલીઓ નાનો, રડે કેમ કરીને રાખુ છાનો; મા.૧૧
આલી આજે કાળ મારે કરવો, સંકટ સમે દોષ તે નવ ગણવો.૧૨
મારી ભેટ આખરની જાણી, ભેટી લે તું પ્રેમ પ્રીયા આણી;૧૩
જીવો ઝાઝા દીવસ તમે જગમાં, મારે હવે એનાં તો સ્વપનાં.મા.૧૪
અરજ આ તું આલી ઉર ધરજે, જાહેર સઉને મારૂ દુઃખ કરજે.૧૫
કજોડાથી કષ્ટ ઘણાં રહેછે, કજોડાની આંખે આંસુ વહેછે. ૧૬

---

## અંબાજીની સ્તુતી.

સેઠ સગાળશા સાધુને શેવે, વાણીઓ પાળે વ્રત; એ રાગ.
બેડો બાઈ બુડતો તારોરે, અંબે આઈ પાર ઉતારોરે. ટેક.
આ ખેપે હું તો ઘણું કમાયો, ભર્યો અનગળ માલ;
મધ્ય દરિયા વચ્ચે તોફાન લાગ્યું, શારે થશે હેવાલ. બેડો૦ ૧
ખલાશીયાતો ખડખડ કરેછે, માહા જુલમ મન માંય;
માલધણી વિમાશી રહ્યોછે, ડોલ્યું દરિયા માંય. બેડો૦ ૨
મધ્ય દરિયા વચ્ચે ડોલ્યું માતાજી, વહાણને નથી વિશ્રામ;
એક નામનો આશરો તમારો, કરો સેવકનાં કામ. બેડો૦ ૩
ઊંચુ જોઉં તો આભ માતાજી, નીચું જોઉ તો નીર;
બાળાશક્તી મારી અરજ સાંભળજો, સાજાં રાખો શરીર.બેડો.૪
કુવાવરાની લેહેરો લાગીને, મોજા તણી શી વાત;
અપશુકનની આ વેળા આવીછે, ધાઓ ધાઓ અંબે માત. ૫
હાલેથી હવે નેજા છુટ્યા, શઢ પણ ડંડા તોડ;
અંત સમાની આ વેળા થઈ હવે, મોટે બાલેછે મોડ. બેડો૦ ૬

ડુંગરીએ તો દવ લગાડેલો, પુરણ કાંધેલાં પાપ;
એક પોહોરથી સ્તુતી કરૂંછું, આવોને આપો આપ. બેડો૦ ૭
અડપું વહાણ મેં અરપણ કીધું, સાક્ષિ ઊગ્યો આભ;
આ અવસર આશાપુરી આવો, નથી આવો મારે લાભ. ૮
જગત જનેતા સ્તુતી સુણી થયાં, વાઘ ઉપર અસ્વાર;
ઝાઝ ઉપર જઈ ત્રીસુળ ઝપાટયું, તાર્યું તે જળ મોઝાર. બેડો. ૯
વેહેપારીઓ તે અચરજ પામ્યા, આવ્યું મનમાં વ્હાલ;
કરજોડી રેવા ભગત ભણેછે, અરપી દીધો બધો માલ. બેડો. ૧૦

---

દાણ લીલા.

અલ્યા કાનજી તું ક્યારેનો ઘેલો થયો જો. તું તો શેનું માગેછે દાણજો, મહીની મટુકી ફુટસેજો; ગોરસના થાશે હાણજો, ઘેહલું શું બોલે ગોવાળીયાજો. ૧ અલ્યા નવ જાણીશ કાંઈ બાપડીજો, કોઈ મળશે માથા કેરી નારજો; મારગ મુકીને રેહેજે વેગળોજો, મારા કંસને થાશે જાણજો. ઘેહેલું૦ ૨ તારો કંસ કબુધી નરે શું કરેજો, મારા સંગેછે સઘળો સાથજો; ગલી દહાડી તે દાણ ચોરી જતીજો, ઘણે દાહાડે આવી હાથજો. ઓછી તુ જાત આહીરની જો. ૩ અલ્યા હાથની તે હોંશ રખે રાખતોજો, હાથે ચારી જાણે છે ગાયજો; પાલવ મુકીને રેહે વેગળોજો, મારી વ્રજમાં થાશે જાણ-જો, ઘેહેલું. ૪ અલી વ્રજમાં વશીને વેર વાળશુંજો, રખે રાખતી હઇયામાં હામજો; નંદજીનાં નામ પ્રતાપથીજો, હું તો છેદું તારા કંસનો ઠામજો. ઓછી. ૫ અલ્યા કંસે કર્યું તે કેમ વીસરેજો, ભાઈ હણ્યા પોતાના સાંપજો; નાશીને છુટો લાડકોજો, આવી ઉગર્યોછે વ્રજમાંયજો. ઘેહેલું. ૬ વળી વ્રજમાં વશીને વેર વાળ-

શું જો, તુ તો જોજે અમારાં કામજો; અવનીનો ભાર ઉતારવો જો, ધર્યું નંદકુંવર પેર નામજો. ઓછી૦ ૭ અલ્યા સાચુ કેહેતામાં દુઃખ લાગશેજો, પેટ માટે ચારો છો ગાયજો; તું આવડો મોટોરે એમાં થયોજો, તુને કોઈએ ન આપી કન્યાયજો, પેહેલું૦ ૮ અલી આહીરની કન્યા અમો શું કરૂંજો, અમે સદાય કહેવાય બ્રહ્મચારજો; રખે પડછાયો પાડતીજો, તુતો ધાબળીની ઓઢનારજો. ઓ૦ ૯ અલ્યા લાખ ટકાની મારી ધાબળીજો, હીરા જડીત્ર મારોછે હારજો; આછી પટોળી મારે પેરણેજો; તુંતો કામળીનો ઓઢનારજો. પે૦ ૧૦ જેનો બ્રહ્માએ તાણો તણ્યોજો, એનો શંકર સરખો વણનારજો, તેરે ઓઢણ મારે કામળીજો, તેનો શેષ ન પામે પારજો. ઓ૦ ૧૧ અલ્યા શેષના સરખું તન તાહરૂં જો, અમો ચંપક વરણી નારજો, અલ્યા કાચા કનકને પેર વરૂયુંજો. તુંતો પશુ તણો પીંડારજો. પે૦ ૧૨ તું શાને નીસરી મહી વેચવાજો, અલી બેશી રેહેજે ઘરમાંયજો; દોલત ઘણી છે તારા બાપનેજો, તું શાને અહીં આંયજો. ઓ૦ ૧૩ આવે સદા વાટ મહી વેચતાંજો. જઈ પુછો જસોદા માંયજો; બાંધી મુઠી સવા લાખનીજો, ઉઘાડીએ તો પત જાયજો, પે૦ ૧૪ અલી ત્રણી છછાંછે મહી સાખવાજો, મીઠો મેળણીનો સ્વાદજો, ફીકુ પડશે પાછું આપીશું જો, તું શાને કરે વીવાદજો. ઓ૦ ૧૫ અલ્યા ગોરસ કેરૂં કોણ ગંજુંજો, જેટલું પીએ એટલું પાય જો, વચને પેર વાધ્યું ધ્રાગુંજો, કદી મન મેળાવો થાયજો. પે૦ ૧૬ અમે દાણીને તુ મહીયારજો, તુંતો ઘણી દીસેછે રોસાળજો, હથીને તાળીલે હાથમાંજો, તું પ્રીત ધરીને રસ આલજો. ઓ૦ ૧૭ અલ્યા માગ્યાં મુગતાફળ પામીએજો, હઠ કરે કાંઈ નહી એકજો, લાજ નહી તને લાડકાજો, મન આણ ત કાંઈ વિવેકજો. પે૦ ૧૮ અલી વીવેક ઘણોછે મન માહરૂંજો.

જવા નહી દેઉ નીરધારજો. આપ્યાવિના કેમ છુટશોજો,તારા મ-નશું તું વીચારજો. એ૦ ૧૯ તારા મનનો વીચાર મેં જાણીયોજો, હઠ થાને કરોછો હાથજો; મનમાં મન મળી ગયુંજો, જેમ સાકર ભેળી દુધમાંયજો. પે૦ ૨૦ મીઠાં વચન તારાં માનુનીજો, સાકર સરખા બોલજો; પ્રીતનો બાંધ્યો તુજ પાસછુંજો,આપુતમોને કોલજો. પે૦૨૧ રાઠ ભાગીને રસ વાધીયોજો, ગોવાળણી લાગ પાયજો; નંદજીના કુંવર કૃપાળનેજો, ઉલટ અંગે તે ન માયજો પે૦ ૨૨ જો કોઈ ગાય શીખેને સાંભળેજો, તે ફરી ન આવે ગરભ વાસજો; દાણલીલા દીનાનાથનીજો,ગુણગાય રતનીયો દાસજો.પે૦

---

## પઠાણ બ્રાહ્મણીનો કીસ્સો.

સુંદર સુણો મેરી જાન, જીવડા કરૂં ખુરબાન;
મારૂં દીલ લાગ્યું પઠાણશું. ટેક.
પઠાણ દીલીનો દીવાન, અમદાવાદનો ઉમરાવ;
મારૂં દીલ લાગ્યું પઠાણશું. ૧
પહેલી હતી નાગર બ્રાહ્મણીરે, જમતી કેળાંને ખાંડ;
હવેરે થઈ સુંદર તડકડી, જમુ પલાવને નાનરે. મારૂં દીલ. ૨
સુંદર સુણો મેરી જાન, જીવડા કરૂં ખુરબાન;
ગોરી હોય નાદાન, વારી જાઊં મારૂં માન. મારૂં દીલ. ૩
પાંચ રૂપૈયા આપુ રોકડારે, કોઈ લશકરમાં જાય;
જઈને પઠાણને એમ કહે, સુંદર ધાન નવ ખાય. મારૂં દીલ. ૪
સોનીરે વાડામાં મારૂં સાસરૂંરે, નાગરવાડામાં રહીએ;
તેડારે આવ્યાં પઠાણનાં, એને ના કેમ કહીએ, મારૂં દીલ. ૫
કે લીલુડા વાંસની ટોપલીરે સુંદર દળવાને જાય;
દળતાં દળતાં માંડ્યાં રૂશણાંરે, લોટ કુતરાં ખાય. મારૂં દીલ. ૬

હુંરે મોડાસાની બ્રાહ્મણીરે, તમે દીલીના શેખ;
આરે જનમની મારે પ્રીતડી, પેલા ભવના તે લેખ. મારૂં દીલ. ૭
લીલા પીળારે તંબુ તાણીયારે, ફરતી સોનેરી જુલ;
વચ્ચે બેઠીરે નાગર બ્રાહ્મણી, પરણ્યો ફાંકે છે ધુળ. મારૂં દીલ. ૮
દેરાણી જેઠાણીના જોટડારે, હળી મળી પાનીડાં જાય;
પાળે ઉભા પઠાણ પાતળો, દેખી હઇયાં હરખાય મારૂં દીલ. ૯
હાથમાં લાલ કમાન લટકતી, તાણી મારેરે તીર;
બાલુડાં વેગે રૂદીયા ફાટે, ના તાણશો મરાં ચીર. મારૂં દીલ. ૧૦
શેરની વણું સતર રોટલીરે, પઠાણ પાતળીઓ ખાય;
ભેળારે બેશી આરોગશું, મનમાં હરખ ન માય. મારૂં દીલ. ૧૧
આગળરે સસરાજીનો ઘોડલોરે, લારે દીયર જેઠ
વચ્ચે પરણ્યા તારી ડાઠડી, લેઈ જાશે સમુદ્ર બેટ. મારૂં દીલ. ૧૨
અગર ચંદનનાં મગાવું લાકડાંરે. તેની ખડકાવું ચેહ;
મુજરે કારણ તમે મરશો બળશું આપણ બે. મારૂં દીલ. ૧૩

---

કજોડાવાળી સ્ત્રીના વિલાપ વિશે ગરબી.

( અલબેલી અંબેમાત જોવાને જઇએ. એ રાગ. )

બળ્યો બળ્યોરે આ અવતાર, દુઃખ મુજને ઝાઝુ;
મારો સ્વામી છે નાનું બાળ, નીત દેખી દાઝુ ટેક.
નવ વરસનો નાથ છે મારો, હું છું જોબન વેશરે;
સોળ વરસની ઉમર મારી, તેથી થાય કલેશ. દુઃખ. ૧
પાપી પીતાને શું હવે જાગ્યું, કાંઈ ન રાખ્યું ભાનરે;
કુલીન ઘરનો વર જોઈ મને, દીધું કન્યા દાન. દુઃખ. ૨
બાળપણામાં ઝેરથી મૂજને, મારી હોત તો સારૂંરે;
આ અવસર નહી બળતે આવું, કુણું કલેજુ મારૂં. દુઃખ. ૩

બાળક અણસમજુ પતિ મારો, દેખી દીલ બહુ દાઝે;
દુખ રૂદેનું કેહેતાં આજે, મન મારૂ બહુ લાજે. દુખ. ૪
પોહોર દીવશ ચડે પોહોંડીને ઉઠે, દાતણ પાણી ન કરતોને;
રોતો રોતો મા પાસે જઈ, પેટ પોતાનું ભરતો. દુખ. ૫
ખાતો ખાતો પેસાબ કરતો, મા તેની કકળતીરે;
ભાન શરીરનું લેશ નહી તેને, તેથી હું નીત્ય બળતી. દુખ. ૬
આ કરતાં પીઉ હોત નહી તો, માનત મનથી સારૂંરે;
દેખીને દાઝેછે આજે, કુણું કલેજુ મારૂં. દુખ. ૭
અધુરામાં પુરો મુજને, કામ ઘણું દુખ દેછે રે;
જાર કરમ કરવાથી મુજને, બીક ઘણી મન રેહેછે. દુખ. ૮
સમજણો કદી હોત પીઉ તો, લોકમાં નવ નીદાવરે;
પર પુરૂષનો ગરજ રેહેતો, મારી ફજેતી થાય. દુખ. ૯
શોખીલા નર જોઇને મારૂ, મન ઘણું અકળાયરે;
કામ દેવના તાપે કરી. મારૂ શરીર નીત્ય સુકાય. દુખ. ૧૦
મેશરાશી કહેછે મુખથી, કોઈ કજોડું ન જોશોરે;
દુખ પુત્રીનું દેખી અંતે, પોક મૂકીને રોશોરે. દુખ. ૧૧

## ગરબી.

સુણ ચતુરસુજાણ પરનારીની પ્રીત કબુના કીજીએ;
જેને પ્રીત કરી પરનાર તણી, તેને હેડે રૂંધણ થાય ઘણી;
એણે કુળની લજ્યા કાંઈ નારે ગણી. સુણ૦ ૧
તમે પેહેલા મળશો દુતીને, તારૂ સરવશ લેશે ધુર્તાને;
પછી રેહેશો અંગ ભભુતીને. સુણ૦ ૨
તમે બેઠા મુછો મરડીને, તારૂં કાળજુ ખાશે કરડીને;
નહીં મુકે માસ આંતરડીને. સુણ૦ ૩
તને પ્રેમના પ્યાલા પાઇને, તારૂં સરવે લેશે વાઈને;

તને કરશે ખોખું ખાઈને. સુણ૦ ૪
પ્રીતમના સ્વામી છો પ્યારા, સમને ગોપીઓ કરે કાલાવાલા;
તમે દરશન દોની મોરલીવાળા. સુણ૦ ૫

---

## માળાની ગરબીઓ.

બાઈ આળી આળો કાન માળા ચોરીરે,
જ્યારે પુછશે સાસુ પેર સઘયર મોરીરે. ટેક.
જો ઉઠીને છેડલો સાઉતો વીપરીત ભાસે આજરે;
માણસને શું મોડું કહીએ, નીરલજને શી લાજ. માળા ચોરીરે.
ગોળ પેઠાનો ચોરો ખાઇયે, રહીએ સંકઠ વાળીરે;
સ્વારથે મુજ સામું જુવે, વરણ્યોચો વનમાળી. માળા. ૧
સાસુ મારી છે અતી સુપણ, નણદલ નરી ઠગારીરે;
ફુલ પેહેલાં ચોસર ગુંથે, કેડ ન મેલે મારી. માળા. ૨
પરણ્યો અમારી પેર ન જાણે, નહી રહ્યાનો ઠામરે;
રામ કૃષ્ણ પ્રભુ રંગના રશીયો, ચરણે રાખશે શ્યામ. માળા. ૩

## ગરબી.

મારી સાસુરે પુછશે વાત, માળા ક્યાં ગઈ રે,
વહુ કાલની તારે કંઠ મેં દીઠી નહી રે.
લાડકડીરે વહુ માળા તમારી મેં કાહાંનની કંઠે દીઠીરે;
આવડી ડાહી તને કેમ કરી વાહી વાત કરેછે મીઠી માળા. ૧
શા માટે તુજને આપ્યુંછે ને, શા કીધા ઉધારો રે;
શા માટે મારા મંદીરે પધારે મોહન કામેન ગારો. માળા. ૨
નાના ચંચળ ચડે તે વેશે નરનો સંગ ન છાજેરે;
હરી સંગાથે હસ્તા દેખી હયડાં મારાં દાજે. માળા. ૩
હાણ થયાનું દુઃખ નથી પણ, હરી પેંધે તે માઠું રે;

રામકકણ પ્રભુ રંગનો રશીયો કદીએ ન છુટે નાથ. મા. ૪

## ગરબી.

મારી બાઇજી છે મનમાન, સમ હું ખાઇશરે;
મારી નણદલને નહી ગમતો, મહીયર જાઇશરે. ટેક.
બાઇજી મુખ વિના મેં માળા, ટોડલીએ ભરાવીરે;
ઘેલી થઈ ઘર કામજ બાળ્યું, વાળતી વિગત ન આવી. સમ. ૧
શું સમજી આકાશેથી આવી, ગગને ઘોર લઈ આવીરે;
વંદ્રાવનમાં ગઉ ચરાવતાં, ગોવિંદને હાથ બાધી. સમ. ૨
અમે વહુવારૂ નાનાં માટે, બોલતાં મુખ બીજેરે;
મોહનનું મુખ મીઠું કરાવો, માળા માગી લીજે. સમ. ૩
પેરે પેરે પુછી જોજોને, બોલ્યું ન પડે બાહારરે;
રામકરન પ્રભુ રંગનો રશીયો, સઉની લે સંભાળ. સમ. ૪

## ગરબી.

તારે નણદલ બોલો વાત સમ શા ખાશોરે;
જ્યારે આવશે મારો ભ્રાત સાચાં થાશોરે.
કેહેવાદે મારા બાઇને એને કાનુડો બહુ વ્હાલોરે;
મોહનને કાજે રૂડા દોરોછો માળો અમારી ઘાલો. સમ. ૧
કેદાડાનું કરણ કુંજ તે ક્યાંય આવી વીસારીરે;
તે મેં કહાનને કાને દીઠું સાખ્યછે સંધારે મારી. સમ. ૨
હરીને નીરખે પ્રીતે નિરખ્યા વિના વહુને અન ન ભાવેરે;
શામળીયો સાબેલો થઇને વહુજી માટે આવે. સમ. ૩
વહુને અતી ઘણો વ્હાલોછે શામળીયો શામ વરણરે;
રામકબ પ્રભુ રંગનો રશીઓ મથુરાનો ભગવાન. સમ. ૪

## ગરબીઓ.

મારા મન ગમતા માહારાજ મારે ઘેર આવોરે,
હુંતો તબસુ તમારે કાજ હશીને બોલાવોરે;
વીલંબ ન કરશો વીઠલારે, આવો અમઘેર આજ.
ઘેર ઘેરનાં પકવાન પડાવું, ત્રીકમ તારે કાજ. મારે૦ ૧
મનમાં હતું જે માવજીરે, મુખથી કેમ કેહેવાય;
આવી શકોતો આવજોરે, મારૂ જોતામાં જોબન જાય. મારે. ૨
આ જોને આંગણીએ ઉભા, રંગીલા રણછોડ;
રાધિના સ્વામી પ્રભુ અંતરજામી, પૂરો મારા મનડાના કોડ. ૩

## ગરબી

જેનો પેઉડો તે પરઘેર જાય, સખી શું કરીએરે;
અમથી એકલડાં ના રેહેવાય, વીજોગે મરીએરે. ટેક
રૂપ જોવંતો રશીયો રૂડો, પરાણે કરેછે પ્રીત;
અણ તેડ્યો આંગણીએ આવે, એવી તે એની રીત. સ૦ ૧
બોલાવ્યો બોલે નહીરે, કેને કહીએ ઘેર;
શેરડીએ સામા મળેરે, વ્હાલો નીચાં તે ઢાળે નેણ. સ૦ ૨
છળભેદમાં છાનો રમેરે અમને વાયદે વાય;
રાધિના સ્વામી પ્રભુ અંતરજામી, વહાલા અર્થ પડે ઓળખાય. સ. ૩

## ગરબી.

જાવ જુઠડા બોલા કાહાન, જાણોછો જાણરે;
એવા ધુતારાના ઢંગ પરઘેર માણવારે. ટેક.
વાટ જોવંતા રજની વીતી, આવ્યા ઉગમતે સુર;
કામણગારા કાહાનજીરે, વાલે અમને વીસાર્યા છે દુર. જાવ૦ ૧
પરનારી શું પ્રીતડીરે, કીધી કામો કામ;
અહીં આવીને શું કરેરે, જેનો ઘેર ઘેર હોય વીશરામ. જાવ૦ ૨

કોઈ મંદીરમાં કાહાનજીરે, કીધી લીલા લેહેર;
રાધીના સ્વામી પ્રભુ અંતરજામી, એતો જાણી તમારી પેર.
જાએજી જાણ્યારે. ૩

ગરબી.

મને કરણ જોયાના કોડ, સંઇવર ચાલોને;
ઉમીયાજીને લાગુ પાય, હરીવર આલોને. ટેક.

દેરે દેરે દીવા કરૂંરે, પુજુ શંકર દેવ;
સામળીયોવર પામતારે, હુંતો કરૂં શંભુની સેવ. સ૦ ૧

ગોકુળના ગોવાલણીરે, હીડે મલપતી ચાલ;
એના ઉપર મોહન મોહી રહ્યોરે;
એનુ મુખડું છે લાલ ગુલાલ. સ૦ ૨

સાસુ મારી જશોમતીરે, સસરો શ્રી નંદલાલ;
કુંથ કોડીલા કાહાનજીરે, મારૂં સાસરૂં ગોકુળ ગામ. સ૦ ૩

કાળંદ્રીને કાંઠડેરે, નાતા નીરમળ નીર;
વસ્ત્ર વીઠલો હરી ગયોરે, હુંતો શેણે ઢાંકું શરીર. સ૦ ૪

ગાય શીખેને સાંભળેરે, રાણી રાધાજીનો રાસ;
નરનારી વઇકુંઠ પામશેરે, ગાય નરસઇયો દાસ. સ૦ ૫

ગરબી.

તારી મોરલીએ માહારાજ મન હરી લીધાંરે,
મારી ગઇછે શુદ્ધને સાન કામણ કીધાંરે. ટેક.

સાંભરતામાં શુદ્ધબુદ્ધ ભુલી, ને તન મન વ્યાકુળ થાય;
પુરપતી પરવાર સઉકો, મને મંદીર ખાવા ધાય. મ૦ ૧

અંતરમાં વ્યાકુળ થાયરે, વીસરી ભોજન પાન;
અવળાં આભુષણ પેહેરીયાંરે, એતો નેપુર ઘાલ્યાં કાન. મ૦ ૨

સેંથે તે કાજળ સારીયાંરે, નયણે સીંદુર રેખ;

એક એકથી ઉતાવળીરે, નીસરી આવી તે દેખાદેખ. મ૦ ૪
સનમુખ આવી ઉભા રહ્યારે, નયણે નીરખ્યા નાથ;
લક્ષ્મણના સ્વામી સંગે રમતાં, મેતો હરખે જોડ્યા હાથ. મ૦ ૫

ગરબી.

ત્યારે બોલ્યા હળધરવીર અહીં શીદ આવીરે,
તને કોને દીધોતો સાદ બુદ્ધી ગમાવીરે. ટેક.
આની વેળા અરધી રાતે કોને શું છે કાજ;
નીરલજ થઇને નીસર્યારે, તમે ખોઈ તે કુળની લાજ. અહીં. ૧
દેવ તણી મરજાદા લોપીને, ન ગણ્યો સઉ સંસાર;
પણ ખોયું પતિવ્રતા તણુંરે, તુંતો તજીરે ભરથાર. અહીં. ૨
હું જાણુંછું વન જવાને, આવ્યા સઉ નીરધાર;
બનરીરિ બટની કુસમ કળીપર, ભમરો કરેરે ગુંજાર. અહીં. ૩
વન જોયુ ને ઘેર પધારો, સ્વામી તમારી આશ;
લક્ષ્મણના સ્વામીનાં વચન સુણીને, ગોપી થયાંરે નિરાશ. ૪

ગરબી.

તારે બોલ્યાં ગોપીજન હવે ક્યાંહાં જઇએરે,
તમે સારો અમારી આશ એમ ન કરીએરે; ટેક.
માત પીતાનું કહ્યું ન માન્યું, ન ગણ્યો ઘેર ભરથાર;
તમો વિના અમને કોઈ નવ ગમે, સુનો લાગે સઉ સંસાર. ૧
રમણ કરોને મારી સાથે રૂડું વૃંદાવન;
ના કેહેશો તો નિશ્ચેરે પડસે, તમ આગળ અમારૂં તન. હવે. ૨
આસ ધરી અમો આવીયારે, રમવાને તમો સાથ;
તેડીને તરછોડીયારે, મેતો ન ઘટે તમને નાથ. હવે. ૩
અંતર પ્રીતે જોઈ અબળાને, હસીને બીડી બાંય;
લક્ષ્મણના સ્વામીએ રાસ રમાડ્યો, સરદ પુનમની રાત. હવે. ૪

### ગરબો.

શ્રી વંદ્રાવન મોઝાર, રાસ મહી માહાલેરે;
સઉ કનક મણીના થોબ ઠમકે ચાલેરે. ટેક.
ઘુઘરી ઘમકે ને નેપુર ઠમકે ઝાંઝરનો ઝમકાર;
કંઠે પરસ્પર બાવડીરે, થેઈ થેઈ કરે સઉ નાર. રાશ. ૧
આલીંગન ઉપર દ્યો ચુંબન, આનંદ ઓછવ થાય;
સામળીયા શું રંગભેર રમતાં, ઉલટ અંગ ન માય. રાશ. ૨
વીઠલને વશ કરવાને કાજે, હળવે કરતી આળ;
નેણ કટાક્ષ નેણુ જોતી, ગોપીં લેતી પરસ્પર તાળ. રાશ. ૩
સુધ ન રેહી શરીરની, ને રજની કીધો ખટમાસ;
લક્ષ્મણના સ્વામીની સંગે રમતાં,
ગોપી કરતી હાસ વિલાશ, રાસ મહી માહાલેરે; ૪

---

### ગરબીઓ.

સમી સંધ્યાએ અમો સાંચરારે, જમુનાની તીરે. હાં૦
દુરલભ દરશન દીજીએ વાલા શ્યામ શરીરે. હાં૦ ૧
ગોવાળીયાની વ્રજમાં હરી રમતા દીઠા. હાં૦
ગતે ગઇને ગભરાઈ પડી અતી લાગો મીઠા. હાં૦ ૨
સઉ સખી ટોળે મળી મારી ગત મત ખોઈ; હાં૦
શ્રી વલભ પ્રભુ પાતળા મારગસર મળતાં. હાં૦ ૩

### ગરબી.

સમી સંધ્યાએ પાણી સાંચર્યાં, જમુનાં જળ ભરવા; હાં૦
વાટે મળ્યા વરણાગીયા મારાં દુખડાં હરવા. હાં૦ ૧
મેં પુછ્યુ મન ભાવનું છબીલા વાહે, હાં૦
સારા છીએ અમે સુંદરી આશીશ તમારૂં. હાં૦ ૨

કોઈ દિન ગેર આવો નહી જાતાંને વળતાં; હાં૦
શ્રી વલ્લભ પ્રભુ પાતળા મારગસર મળતાં. હાં૦ ૩

ગરબી.

ઉભના તે રેહેજો કાહાનજી જમુનાને આરે; હાં૦
જળ ભરવા અમે આવશું વારેને વારે. હાં૦ ૧
ચોદશ ધેન ચરાવજો અમે નીર ભરીશું; હાં૦
આંખ પાંખના નેણમાં અમે પુરણ કરીશું. હાં૦ ૨
હરી મુજને વહાલા. ઘણારે હું હરીને વહાલી; હાં૦
શ્રી વલ્લભ પ્રભુ પાતળા ઘેર આવો ચાલી. હાં૦ ૩

ગરબી.

મરકલડા કરે માનની કાંઈ વાયક ભાખે;
રાધાજી તે મચકે ચાલીયાંરે ઘણો રંગ રાચે. હાં૦ ૧
સામગ્રી સરવે જોઈ કરી થઈ લાલચ ઘેલી; હાં૦
શાક પાક સુંદર કરીને થાળ આગળ મેલી. હાં૦ ૨
જમવાની થી જુગત બની શીર વેણી છુટી; હાં૦
ધાઇને આવ્યા કાનજીરે હું તો જમતાં ઉઠી. હાં૦ ૩
લાખેણાની ચાલની લાખેણો લટકો; હાં૦
શ્રી વલભ પ્રભુ પાતળા મારા ચીતમાં અટકો. હાં૦ ૪

ગરબી.

હાંરે ચાલો ડાકોરમાં જઈ વશીએ;
હાંરે મને લેહે લગાડી રંગરશીએરે. ચાલો ડાકોરમાં. ૧
હાંરે પ્રભાતને પોહોર નોબત વાજે;
હાંરે અમે દરસન કરવા જઈએરે. ચાલો ડાકોરમાં. ૨
હાંરે લટપટી પાઘ કેસરીયા વાઘા;
હાંરે કાને કુંડળ સોહઈએરે. ચાલો ડાકોરમાં. ૩
હાંરે પીળાં પીતાંબર જરકશી જામા;
હાંરે મોતીની માળા સોહઈએરે. ચાલો ડાકોરમાં. ૪
હાંરે ચંદ્રબદન અણીઆળી આંખ્યો;

હાંરે સુંદર મુખડું સોહાએરે. ચાલો ડાકોરમાં. ૫
હાંરે રૂમઝુમ રૂમઝુમ નેપુર વાજે;
હાંરે મન મોહ્યું મોરલીએરે. ચાલો ડાકોરમાં. ૬
હાંરે મીરાંબાઈ કહે પ્રભુ ગીરધર નાગર;
હાંરે અંગોઅંગ જઈ મળીએરે. ચાલો ડાકોરમાં. ૭

ગરબી.

હાંરે લટકાળો ગીરીવરધારી;
હાંરે મને મારી નેન કટારીરે. લટકાળો ગીરીવરધારી. ટેક.
હાંરે આજ આવ્યા વાલો જમુનાની તીરે;
હાંરે એની રૂપ રસીક છબી પ્યારીરે. લટકાળો. ૨
હાંરે સામળીએ કહ્યું સાનમારે;
હાંરે મારા પ્રાણ થયા ઘણી પ્યારીરે. લટકાળો. ૩
હાંરે હરીભટના હરીએ કર્યુંરે કામણ;
હાંરે મારી સુદબુદ્ધ સરવે વીસારીરે. લટકાળો. ૪

ગરબી.

હાંરે મારા સમ કાલે મળજો;
હાંરે પેલું વચન બોલ્યા તે હરી પળજોરે. મારા. ૧
હાંરે રસ્તે આળ ન કરીએરે વાહાલા;
હાંરે મારી સાચી વાત સાંભળજોરે. મારા. ૨
હાંરે ઘણી ઘણી પ્રીત કરયા પછી ગીરધર;
હાંરે પેલા લોકે ડરાવ્યા નવ ડરજોરે. મારા. ૩
હાંરે હરીભટના હરી છો હજુ કાચા;
હાંરે તે માટે પાછા વળજોરે. મારા. ૪

ગરબી.

હાંરે ચાલો ચાલો ચતુર કાંઈ લાજો;
હાંરે તમે આવી અમને શું બાજોરે. ચાલો. ૧
હાંરે વળગ્યાજુમી ન કરો વાહાલા;
હાંરે તમે સોર કરો શીદ ગાજોરે. ચાલો. ૨

હારે હવે હરીજન થાઓ સુમજણા;
હારે અમે લાજીએ ને તમે ગાજોરે. ચાલો. ૩
હારે હરીભટના હરીને કરીએ હુંસારા;
હારે માટે હેત ઘણેરા અમને દાજેરે. ચાલો. ૪

### ગરબી.

હારે જુમનાંનીતીરે વાહાલો;હારે જીવણને જોવા ચાલોરે.જુ. ૧
હારે જુમનાકી નીરે તીરે વાલો ધેન ચરાવે;
હારે મોરલી બજાવે નંદલાલોરે. જુમનાંની. ૨
હારે ઘણે દહાડે ઘેર આવ્યા નહીંરે જવા દેઉં;
હારે માટે મનખા દેહનો લાહાવોરે. જુમનાંની. ૩
હારે હરીભરના હરીછો રંગરસીયા;
હારે માટે ઘેરીને ઘરમાં ઘાલોરે. જુમનાંની. ૪

### ગરબી.

કેહેવા દેને કાહાન, તારી માને કેહેવા દેને કાહાન;
વાહાણાનો વઢવાડ લડેછે, રવી ઉગમતે ભાણ. તારી. ૧
બીવડાવો તે બીજી નારી, ખરૂં લોહોડુંને આરસપાણતારી. ૨
વંદ્રાવનની કુંજગલીમાં હલકું પીપળીયાનું પાન. તારી. ૩
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, વાળ્યાં અમારાં વાન.તારી.૪

### ગરબી.

કાહાન માગ્યો દો, જસોદાજી કાહાન માગ્યો દો. ટેક.
આજની રૂજની રંગભેર રમતાં, પરભાતે પાછો લ્યો. જ. ૧
કહાને કાળી અણવટ બીછવા, હાર હઈયાનો લ્યો. જ. ૨
હસ્તીને ઘોડા માલ ખજાના, વેહેલ સજુતી લ્યો. જ. ૩
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરના ગુણ ચરણ કમળ ચીતવ્યો.જ.૪

### ગરબી.

લીધુંરે લટકે, મારૂં મન લીધુંરે લટકે. ટેક.
વંદ્રાતે વનમાં વેણ વગાડે, વાંસ તણે કટકે. મા૦ ૧
ગાતાં ભંગ કર્યાં ગીરધારી, અમને માર્યાં છે ઝટકે. મા૦ ૨

પાટ પીતાંબર હરીએ પેહેર્યાં, મોહી હુંતો પીંઝુડે પટકે. મો૦ ૩
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણકમળ ચીત અટકે.

ગરબી.

મહી ઢળશે મારૂં મોહનલાલ, મહી ઢળશે મારૂં. ટેક.
લાખ એ લાખનું માટ નંદાશે, શોભીતું સારૂં. મો૦ ૧
તમે વનમાળી ન કરો આળી, અમે વહુવારૂં. મો૦ ૨
ફુલ પડે તેની ગોરસ ગુંથે, લોક બોલે ન્યારૂં. મો૦ ૩
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમળ વારૂં. મો૦ ૪

ગરબી.

શામળીયા લાલ સાસુડી સંતાપે, કહો કેમ કીજીએ;
ક્યાં જઈએ હરી, ઘરમાં બેશી રહીએ તો રાંડ ખીજશે. ટેક.
મારી સાસુ સંખણીછે એવી, નણદલને નાતરે દેઉ પેહેલી;
તેતો વાત નથી કેહેવા જેવી. શામળીયા. ૧
મારો સસરો સાધુ જન ઘણો, મને આશરોછે તેનાજ તણો;
મારો જેઠ ઝાંપડો બુધી વનો. શામળીયા. ૨
જાણે સુડી વચ્ચે સોપારી, હુંતો અનાથની છું તમારી;
પદ ગાશે વધશનવ વીચારી. શામળીયા. ૪

---

ઓ જસોદાજી આવડો લાડકવાયો લાલ ન કીજીએ;
ચાલો સાંસુખો સુતનાં પ્રેમ ચરીત્ર દેખાડી દીજીએ. ટેક
વાલે કૌતક કીધું મંદીરમાં, એણે માંખણ પેંડા લીધા કરમાં;
એણે માંકુડલાં ઘાલ્યાં ઘરમાં. ઓ જસોદાજી. ૧
વાલો સંતાડ્યાં શોધી કાઢે, હોય ઊંચાં પણ હેઠાં પાડે;
એતો ખાય ખવરાવેને વનસાડે. ઓ જસોદાજી. ૨
વાલો સુતાં બાળકનાં અંગ મોડે, મારાં બાંધ્યાં વાછરૂં છોડી મેલે,
દધી ગોરસ દુર થકી ફોડે, ઓ જસોદાજી. ૩
દયા પ્રીતમના સ્વામીના રશીયા, દધી ગોરસપર આવે ધશીયા;
ધન્ય ભાગ્ય અમારૂં વીજમાં વશીયા, ઓ જસોદાજી. ૪

સમાપ્ત.

# ખબર.

આ શીવાય બીજી હરેક જાતની ચોપડીઓ નીચે લખેલ ઠેકાણેથી મળશે.

**વલસાડ**—દ્વારકાંદાસ પરભુદાસ.

**સુરત**—બુકસેલર. મનચેરજી જમસેદજી, ઠા. નાણાવટમાં.

બુકસેલર. કશનદાસ નારેણદાસ, ઠા. નાણાવટમાં.

બુકસેલર. ત્રીભોવન ગોપાળદાસ, ઠા. નવી સડક.

**ભાવનગર**—બુકસેલર. પાનાચંદ તેજા, ઠા. નવા બજારે.

**વીરમગામ**—બુકસેલર મુળશંકર લલુભાઈ.

**ડાકોર**—બુકસેલર. ત્રીભોવનદાસ રણછોડદાસ, પાસેથી.

સામટી લેવી હોય તેમણે પોસ્ટપેડ કાગળ લખી ખુલાસો કરવો. નાટપેડ કાગળ લીધામાં આવશે નહીં. મુંબાઈનાં છાપેલાં સંસ્કૃત, હીંદુસ્તાની, ગુજરાતી, ડીક્ષનેરીઓ, નાટકો, જૈન ધરમનાં તથા વૈશ્ણવ ધરમની વારતાઓ, તથા કાયદાઓ વીગરે બીજી ઘણી જાતનાં પુસ્તકો અમારી પાસેથી ઘણી સરસ છાપને સસ્તી કીંમતે મળશે.

**મગનલાલ દેવચંદ બુકસેલર.**

રીચીરોડ અને ઝાંપડાની પોળ.

**અમદાવાદ.**